'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય' ગ્રંથાવલિ

ક્રમાંક ૧૦

# ગાંધી-શિક્ષણ

(મહાત્માજીના જ શબ્દોમાં)



ભાગ ૧૦

## અસહકાર

(પ્રથમ વિભાગ.)



પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

## આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ પુસ્તક ભંડાર', નં. ૩૮, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ, કોટ, મુંબઈ.

૨. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય', લાલજી પુનશી ચાલ, ઘાટકોપર, જી. આઇ. પી. રેલ્વે; ( મુંબઈ. )

૩. કોઇ પણ ગામ અથવા શહેરના **જાણીતા** પુસ્તક વેચનારને ત્યાંથી.

૪. મહાસભા ( કોંગ્રેસ ) ની કોઇ પણ **જાણીતી** ગ્રામ્ય, તાલુકા કે જીલ્લા સમિતિમાંથી.

૫. રાષ્ટ્રીય સાહિત્ય કે ખાદીનો પ્રચાર કરતી કોઈ પણ સંસ્થામાંથી.

૬. રાષ્ટ્રીય શાળા, અથવા મહાશાળાના શિક્ષકો પાસેથી.

નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૧૦

# ગાંધી-શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

ભાગ ૧૦

---

## અસહકાર

( પ્રથમ વિભાગ )

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઈ.

૧૯૨૩

કિંમત બાર આના

જો હું એક હિંદુ તરીકે ઇસ્લામને માટે મરી શકું, તો વખત આવ્યે હિંદુધર્મ માટે પણ મરી શકીશ. આમાં મારી પોતાની અને દેશની કસોટી રહેલી છે

× × ×

હિંદુસ્થાનમાં અંગ્રેજી રાજ્યને આજે કલંક લાગ્યું છે. જલિયાંવાલાના નિર્દોષ શહીદોનાં ખૂન અને ઇસ્લામના દ્રોહના તેના ડાઘ લાગ્યા છે તેથી હું ખાત્રીપૂર્વક કહું છું કે આ સલ્તનત પંજાબ અને ખિલાફતના સંબંધમાં ઇન્સાફ નહિ આપે, તો જરૂર ઉખડી જશે.

× × ×

અંધકાર અને પ્રકાશને જેમ વેર છે, ટાઢ અને તડકો જેમ સાથે નથી રહી શકતાં, તેમ ઇન્સાફ અને ગેરઇન્સાફ સાથે નથી રહી શકતાં.

× × ×

મને અંગ્રેજો પ્રત્યે દ્વેષ નથી, મને કોઈ સરકાર પ્રત્યે દ્વેષ નથી; પણ અસત્યની જોડે, આંખમીંચામણાની જોડે, અન્યાયની જોડે મારે બાડવેર છે. જ્યાંસુધી સરકારને અન્યાય કરવો છે ત્યાંસુધી, જેવો સીતાજીએ રાવણની સાથે અસહકાર કર્યો, રામચંદ્રજીએ જેવો રાવણની સાથે અસહકાર કર્યો તેવો અસહકાર આપણી સ્ત્રીઓ, પુરુષોએ સરકાર સામે કરવાનો છે.

મુંબઈ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લૅડી નોર્થકોટ હિન્દુ ઑરફનેજ કે. એન.
સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું.

મારાં સ્વ. ફઇબાશ્રી
જીવકોર બાઇને
ચરણે

# નિવેદન.



બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ગમે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઇ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું—અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી—એટલે કે 'દેવતાઇ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ—જડતા તરફ—એમની ગતિ થતી ગઇ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઇ, ચેતનશક્તિ સૂઇ ગઇ અને દેહ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણ થવું, અધર્મમાં જઇ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા સૂતેલો હોય છે તેવી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદૃશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી—ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજ-વ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું ? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદૃશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઇ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી—નહિ સમજાતી—કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝયું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઇને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યા, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓનો અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા—ચૈતન્ય—શક્તિ—ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢૂંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્તિ હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

- એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દૃષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઇ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઇથી અને સ્વભાવતઃ જોઇ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઇ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઇ જાય છે, અને મૂળતત્ત્વ પર જ એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યક્તિ તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યક્તિના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બતાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યક્તિમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યક્તિગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણસુધારક અને શિક્ષણપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુન્નરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જતા એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા—દાખલા દલીલ સાથેના—સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય ઢબે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરૂં પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. 'ગાંધી=શિક્ષણ' નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર 'સત્યાગ્રહ' હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન 'સત્યાગ્રહ'ને છોડી બીજા કયા વિષયને પહેલો મૂકી શકાય ?

બીજા ભાગમાં 'ધર્મ' વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઇ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સૂઝાડે એવું છે.

મન—વચન—કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર 'આરોગ્ય'ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. 'કેળવણી' કેવી છે અને કેવી હોવી જોઇએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં 'સ્ત્રીસ્વાતંત્ર્ય'નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર 'સ્વદેશી'ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો અને ભવ્ય આદર્શો શીખવનાર 'પ્રજાબંધારણ' વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યા છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમા લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજયનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી–લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી–સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ તજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના–મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી–વંચાવી–સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ–સંન્યાસી–બાવા–ફકીર–મુલ્લાં–મોલવી–પાદરીઓએ તેમ જ મંદિર–દેવળ–દેરાસર–મસ્જિદ–ઉપાશ્રય–અગિયારી–ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી–કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી–બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક–વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સુધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ–અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા પ્રાપ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણુ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સૂચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલ્કત હોઇ આ પુસ્તકોનો 'કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણુ માણુસ કોઈ પણુ ભાષામાં કોઇ પણુ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી–છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણુ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણુ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર, અમારા કાર્યાલયના સેવાવૃત્તિવાળા ભાઇઓ સહિત સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.



# મહાત્માજીના જીવનની રૂપરેખા.



તા. ૨ ઓકટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણીઃ કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હક્કના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સુધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; 'ટ્રાન્સવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશન'ની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઉંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી–સ્મટસ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હૂમલો કર્યો; જનરલ સ્મટસે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઇ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ–આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; 'રૉલેટ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઇ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ–ખિલાફતના બનાવોથી સહકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં કલકત્તા મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા; મુંબઇમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીકટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; ૭ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.



## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.



'નવજીવન.' પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' પ્રકાશક: રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશક: મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશક: જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.'
'સર્વોદય.' } પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશક: ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશક: સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.



# અનુક્રમણિકા.



# ગાંધી=શિક્ષણ.

## અસહકાર

( પ્રથમ વિભાગ. )

## ખિલાફત-પંજાબ.

( પ્રથમ ખંડ )

## ૧. ખિલાફત.

(૧)

૧. ખિલાફતનો સવાલ જેટલો ગંભીર છે તેટલો જ સુંદર છે, કેમકે તેમાં આઠ કરોડ મુસલમાનોની અને તેથી સમસ્ત ભારતવર્ષની શાંતિ છૂપાઈ છે. સુંદર છે, કેમકે તેનો નિકાલ કરવામાં જો મુસલમાનો ડહાપણ વાપરે તો તેઓની શુદ્ધ સત્તા વધે અને હિંદુસ્થાન શુદ્ધ સામ્રાજ્ય ભોગવે. હિંદુ-મુસલમાન ઉભયમાં એકતા, જોર, નીતિ વધે અને અંગ્રેજો પણ આપણને હલકા ગણે છે તે આપણને હલકા ગણતા અટકે. ભાઈબંધી સરખાની વચ્ચે જ થઈ શકે. અંગ્રેજો આપણને સરખા ગણતા નથી. આપણે આપણને તેઓના કરતાં ઉતરતા માનીએ છીએ. એટલે આપણે હિંદુ-મુસલમાન આ સવાલનો ફડચો લાવી ત્રણે એકસરખા થઈ શકીએ છીએ.

૨. આપણા આ પવિત્ર કાર્યમાં ખૂનામરકીને અવકાશ ન હોવો જોઇએ. તિરસ્કારને પ્રેમથી જ આપણે જીતવો જોઇએ. પરંતુ મુસલમાન ભાઇઓ સ્પષ્ટ વાત કરવા ઇચ્છે છે. એઓને કાંઈ પણ છાનું નથી રાખવું. આથી કેટલાક ભાઇઓએ જણાવ્યું કે જો શાંતિથી કાર્ય કરતા છતાં યે આપણે ઇચ્છિત પ્રાપ્ત ન કરીએ તો કુરાનમાં ફરમાવેલી રીત અખત્યાર કરવા આપણને છૂટ હોવી જોઇએ. આ ફરમાન એવું છે કે જ્યારે તેઓના ધર્મ પર હલ્લો કરવામાં આવે, ત્યારે તેઓએ એ દેશ જ છોડી દેવો જોઇએ, અથવા હલ્લો કરનાર સામે યુદ્ધ કરવું જોઇએ. એટલે એ સ્પષ્ટ તરી આવે છે કે અસંતોષકારક નિવેડાને અંતે ખૂનરેજી ફેલાય, પણ આથી આપણે બચી જવું રહ્યું.

૩. તલવાર માણસોને એકસરખા કરે છે. એકબીજા પાડાની જેમ ખૂબ લડી બન્ને થાકે એટલે એકબીજાને સલામ કરી ભાઈબંધ બને છે. જો કોઇ નબળાઇ બતાવે તો હલકો બને છે. અથવા એકબીજાની સામે શરીરબળ નહિ વાપરીને આત્મબળ વાપરી બીજાનો ઉપરી બને છે. એ ઉપરીપણું બીકને લઇને નહિ, પણ પ્રેમને લઇને સ્વીકારાય છે, તેથી બન્ને એકસરખા થઇ રહે છે. બીજાને આપણા કરતાં નીતિમાં બળીઓ માનીએ તેમાં આપણી હલકાઇ નથી મનાતી. બીજો નીતિમાં આગળ વધ્યો હોય તેમાં ગર્વ નથી કરતો. એટલે બન્ને એકબીજા પ્રત્યે માનની નજરથી વર્તે છે. આપણે તલવારથી અંગ્રેજને જીતવાનો વિચાર જ છોડી દેવો ઘટે છે.

૪. આપણે તે બળ ન જ વાપરી શકીએ એમ હું નથી મનાવતો, પણ તે બળ વાપરવા સારૂ આપણે દંભ, જૂઠાણું, દગો વિગેરે વાપરવાં પડશે, અને ત્યારે પણ અનેક પ્રકારની બીજી મિથ્યા કુશળતા મેળવવી પડશે. તેઓની જોડે મુકાબલો કરી બન્ને હાંફે ત્યાંસુધી બન્નેએ લડયા કરવું પડશે આવો પ્રસંગ જ તેઓ સહેજે નહિ આવવા દે એવો મનુષ્ય જાતિનો સ્વભાવ છે. અસલ જમાનામાં પણ લડવાની કળાઓ છૂપી રહેતી. અહંકારી પોતાની

અહંતાનાં સાધનો એકાએક બીજાને નથી સોંપતો. શસ્ત્રબળમાં અહંકાર હોય જ. એટલે આપણે જો શસ્ત્રબળથી એક થવા માગતા હોઇએ તો આપણે તેઓના પરાજયની અણીએ પહોંચીએ ત્યાંસુધી આપણે મથવું પડશે અને અંતે આપણે દુશ્મન બનવું રહ્યું! આમ ખિલાફતનો ઉકેલ આવે?

૫. લડાઇ કરવાની યોગ્યતા અથવા અયોગ્યતાનો વિચાર મેલી દઈ આપણે જો માત્ર પરિણામનો વિચાર કરીએ તો આપણને માલમ પડશે કે શસ્ત્રબળથી સવાલનો ફડચો નહિ જ થાય. ખિલાફતની લડાઇ કેવળ અંગ્રેજોની જોડે નથી. એ લડાઈ ખ્રિસ્તી અને મુસલમાનોની વચ્ચે છે. ખ્રિસ્તી ઘણા એકત્રિત છે. તેઓએ લડાઇની કળામાં બહુ તાલીમ મેળવી છે. તેમની સાથે લડાઇમાં મુકાબલો કરવાને આજે તો મુસલમાનો તૈયાર નથી. હિંદના મુસલમાનો તો સ્પષ્ટ રીતે નથી, અને હિંદુ લડાઇના મુકાબલામાં તેઓની જોડે ન ઉભી શકે. આવી સ્થિતિમાં મુસલમાનોએ લડીને ખિલાફતના સવાલનો ફડચો લાવવો એ દુન્યવી વિચારે લગભગ અશકય લાગે છે.

૬. 'ખુદા ચાહે સો કરે' એ વાકય લડાઇનો મુકાબલો કરનાર નહિ વાપરી શકે. એ વાકય તો નીતિનો મુકાબલો કરનાર જ વાપરી શકે, કેમકે નીતિના મુકાબલામાં હાર તો છે જ નહિ. શુદ્ધ સાધનો વાપરનારો તકદીર ઉપર હાથ મૂકી શકે, પણ મેલા સાધન વાપરનારાને તેમ કરવાનો અધિકાર જ નથી. જાણીજોઇને કૂવામાં ભૂસકો મારનાર ઇશ્વરનું નામ વગોવે તો તેની સજા તેને તરત મળે. તે અકાળ મૃત્યુને વશ થાય. દારૂનો સીસો ખાલી કરનાર 'ખુદાને નીશો ચડાવવો હોય તો ભલે ચડાવે' એવો બકવાદ કરે તો તેને દુનિયા હસે. નીતિના પ્રયોગોમાં આપણે ઇશ્વર ઉપર અખંડ ભરોસો રાખીએ છીએ, કેમકે આપણે જાણીએ છીએ કે નીતિનું પરિણામ કુશળ જ છે. શસ્ત્રબળિયો પોતાનાં શસ્ત્ર પર વિશ્વાસ રાખે છે, અને શસ્ત્ર તૂટી જાય, ત્યારે 'ભીણુ' કહે છે—દારૂડીઓ જેમ દારૂનો નીશો પેદા કરવાપણા પર વિશ્વાસ રાખે છે તેમ.

૭. તેથી પ્રજાને વિનવીશ કે આપણે જો આ સવાલનું શુભ પરિણામ લાવવા માગતા હોઇએ તો આપણે ધીરજ, દઢતા, સત્ય, નિર્ભયતા વિગેરે ગુણોનું સેવન કરવું પડશે. સારાં કામો કર્તાનાં અશક્તિ, અજ્ઞાન, મૂર્ખાઈ, ઉતાવળ, રોષથી બગડેલાં આપણે જોઇએ છીએ. આપણે હાથેથી ખૂનામરકી ન કરવી એટલું જ બસ નથી. જીભથી પણ ખૂનો થયાં આપણે જોયાં સાંભળ્યાં છે. તેથી આપણે જેમ હાથપગને વશ રાખવાની જરૂર છે તેમ જ આપણી જીભને વશ રાખવાની જરૂર છે. આપણી લડત સાચી છે; અને જ્યાં સત્ય છે, ત્યાં જય છે એમ વિશ્વાસ રાખી આપણે મચ્યા રહીશું, તો આ પ્રશ્નનો સારો નિવેડો લાવી શકીશું એવો મને વિશ્વાસ છે.

૮. ગુસ્સાથી ખિલાફતનો નિવેડો નહિ આવે, શાંતિથી જ આવશે. આ મામલો સર કરવા માગતા હો તો શાંતિથી જ વર્તવાની પ્રતિજ્ઞા લેજો. આપણા તરફથી અત્યાચાર થશે તો આપણું કામ આપોઆપ બંધ થઈ જશે. હું તો ખરી સિપાઇગિરી જ સમજ્યો છું અને તેની તમને ભેટ કરૂં છું. ખરી સિપાઇગિરી મરવામાં છે, મારવામાં નથી; કોઇની આબરૂ સાચવવામાં છે, આબરૂ લૂંટવામાં નથી.

૯. ઇસ્લામી ભાઇઓ જ્યાંસુધી મર્યાદામાં રહેશે અને ખૂનામરકી નહિ કરે અથવા ખૂનામરકીને ઉત્તેજન નહિ આપે, ત્યાંસુધી તેઓની વ્યાજબી માગણી પ્રમાણે મેળવવામાં હું તેઓની સાથે બરોબર ઉભો રહીશ, પણ ખૂનામરકી થાય અથવા ખૂનામરકીની સલાહ આપવામાં આવે અથવા ખૂનામરકીને ઉત્તેજન આપવામાં આવે તે વખતે હું તેઓની સાથે નહિ ઉભો રહું, અને દરેક હિંદુ અથવા તો દરેક જણને સાથે નહિ ઉભવાની સલાહ આપીશ, તેથી ગમે તેવું ગુસ્સો ચડવાનું કારણ મળે તે છતાં પોતાની જીભ ઉપર સંપૂર્ણ અંકુશ રાખવો. જો દઢતાની સાથે નમ્રતાનું મેળવણ હશે તો જીતની મને ખાત્રી છે. જો ગુસ્સો, દ્વેષ, તિરસ્કાર, અવિચાર અને છેવટે ખૂનામરકીનું સામ્રાજ્ય થાય

તો પરિણામે હાર જ મળે. તેથી હું એકલો હોઉં છતાં ખૂનામરકી આદિ શત્રુઓની સામે મારો જીવ જતાં સુધી લડીશ. આખી દુનિયાની સાથે મિત્રભાવે રહેવું એ મારો ઉદ્દેશ છે. અન્યાયની સામે પૂર જોસથી લડતાં છતાં સંપૂર્ણ પ્રેમભાવ રાખી શકાય એ મારો દૃઢ નિશ્ચય છે.

૧૦. હિંદુ–મુસલમાન બન્ને સત્યાગ્રહ રૂપી દિવ્ય શસ્ત્ર ધારણ કરે, તો વિજય છે જ. હિંદુ–મુસલમાન ખ્રિસ્તીના અન્યાયમાં ભાગ ન લે, તો તેને કોણ હરાવનાર છે? મુસલમાનો પોતાના પર થતા અન્યાયોમાં ભાગ નહિ લે, તો ખુદાનો કોલ છે કે તે ન જ હારે. તેથી જ મેં કહ્યું છે કે અંગ્રેજને આપણે અન્યાયી પગલામાં મદદ ન કરવી એ આપણો હક્ક છે, એ આપણી ફરજ છે. એ ફરજ અદા કરીને જ મુસલમાનો પોતાના ધર્મ ઉપર થઈ રહેલા હૂમલામાંથી બચી શકે છે.

૧૧. [પરંતુ સ્પષ્ટ રીતે આપણે સમજવું જોઇએ કે સત્યાગ્રહમાં ખૂનામરકીને ક્યાં યે અવકાશ નથી.] કેટલીક વખતે હિંદુ અને મુસલમાન મારી પાસે આવે છે અને પૂછે છે કે છૂપી ખૂનામરકીનો કોઈ વેળા સત્યાગ્રહમાં સમાવેશ ન થાય? મેં જવાબ આપ્યો કે છૂપી કે છતી ખૂનામરકી એ સત્યાગ્રહ નથી જ. એ સત્યાગ્રહથી ઉલટાં છે. કેવળ શાંતિ અને અચળ નિશ્ચયનો મેળાપ જ્યારે ન્યાયી કારણની સાથે થાય છે, ત્યારે તેનું પરિણામ સદાય જીત જ હોય છે. ન્યાયને સારૂ મરવું એ મનુષ્યનો કાયદો છે; મારવું એ જનાવરનો છે.

૧૨. હવે વિલાયતના મજુર પક્ષના વિચારો જરા તપાસીએ. તે પક્ષ કહે છે કે મુસલમાની સત્તાના ભાગલા પડવા જ જોઇએ. મુસલમાનો જ એ માગે છે. તેની સામે હિંદુસ્થાનના મુસલમાનો કેમ થઇ શકે? આરબો ઑટોમન સાથે ન રહેવા માગે તો શું તેને જોરજૂલમથી ઑટોમન સાથે રાખવા? આનો જવાબ હું સત્યાગ્રહી તરીકે તરત આપી શકું. હું આરબોની સ્વતંત્રતા છીનવવા નથી માગતો, તેઓ સ્વતંત્ર થાય પણ હકુમત ખલીફાની કબૂલ

કરે. પાક જગ્યાઓનો કબજો ખલીફાના હાથમાં રહે. આટલું ન થાય તો હું ભલે લડાઇ ન કરૂં, પણ હું ઉલટું થવામાં મદદ પણ ન કરૂં. મારી મદદ વિના તે અન્યાય ન બને. જો દરેક હિંદુ–મુસલમાન સરકારી નોકરી છોડી દે તો શું થાય ? યા તો અંગ્રેજોએ હિંદુસ્થાન છોડવું પડે અથવા તેઓએ આપણું ધાર્યું કરવું જ પડે. એટલે મારી ધારણામાં લોકમત શુદ્ધ રસ્તે કેળવવા પૂરતી જ રાહ જોવાની ધીરજ રાખવાની જરૂર છે. અત્યારની જાગૃતિનો મુસલમાનો સદુપયોગ કરશે કે દુરુપયોગ કરશે ? મુસલમાનો જ પોતાના શત્રુ અથવા મિત્ર બનશે.

૧૩. હું માનું છું કે અન્યાયની વિરુદ્ધ પગલાં લેતાં અન્યાયી વિરુદ્ધ ઉત્પન્ન થતા દ્વેષને તદ્દન રોકવો એ અશક્ય છે. દ્વેષ કરવાથી દ્વેષી પોતાને નુકસાન કરે છે એમાં યે શક નથી. કોઇ પણ માણસ સંપૂર્ણ તો હોય જ નહિ. એટલે દ્વેષ કરનાર દયાપાત્ર બને છે; કેમકે તેની ભૂલોને સારૂ તે જગતની ક્ષમા ઇચ્છશે. છતાં તે જગતની ભૂલોની ક્ષમા નહિ આપવાથી પોતે ક્ષમા મેળવવા નાલાયક બન્યો છે. પણ ઘણા કાળની દ્વેષરોષાદિ કરવાની કુટેવ પડવાથી આપણે કેટલીક વેળા તો ઇચ્છીએ છીએ છતાં તે શત્રુઓને રોકી નથી શકતા.

૧૪. ત્યારે શું કરવું ? રખેને અન્યાયીનો વિરોધ કોઇ કરે તેથી અન્યાયનો યે વિરોધ ન કરવો ? સગાસ્નેહીમાં એમ જ થાય છે. સગાએ કરેલી ભૂલોને આપણે દાટી દેવા ઇચ્છીએ છીએ. મારી માન્યતા છે કે જેમ દ્વેષ હાનિકારક છે તેમ ખોટો પ્રેમ પણ હાનિકારક છે. વહાલાંની ભૂલો પણ ઉઘાડી પડે તેમાં કંઇ જ નુકસાન નથી એટલું જ નહિ, પણ તેથી લાભ જ છે. ભૂલ સુધારવાનો પહેલો માર્ગ ભૂલને ઓળખવી અને તેથી શરમાવું એ છે. ઢાંકી રાખવાથી તેની પૂરી ઓળખ થતી નથી અને ભૂલેલો માણસ શરમ છોડી ઉદ્ધત બને છે. અને ભૂલના

ખાડામાં ઉંડો ઉતરે છે. શરીરમાં થયેલાં ગુમડાંને જેમ કાપ્યે કે ફોડે જ છૂટકો છે, તેમ ભૂલને પણ ઉઘાડી પાડયે જ છૂટકો છે.

૧૫. મારી પદ્ધતિમાં અન્યાયનો વિરોધ એટલે સુધી આવે છે કે જો અન્યાયી ન સુધરે તો તે ત્યાજ્ય છે, ભલે પછી તે સગો બાપ હોય. જો તેનો ત્યાગ ન કરીએ તો તેના અન્યાયમાં આપણે ભાગીદાર બનીએ છીએ. અન્યાયનો અન્યાયીના ત્યાગ પર્યંત વિરોધ કરતા છતાં પ્રેમભાવને ધક્કો નથી પહોંચતો એ મારો જાતિઅનુભવ છે. અન્યાય એ એક મોટી ભૂલ છે. મિત્ર ભૂલ કરે છતાં તેની ઉપર પ્રેમભાવ રાખવો તેમાં જ પ્રેમની કસોટી છે. ગુણ ઉપર ગુણ કરવો તેમાં નવાઇ નથી. અવગુણ ઉપર ગુણ કરે તે જ જ્ઞાની છે એમ શામળ ભટે આપણને શીખવ્યું છે. શત્રુ–મિત્ર પ્રત્યે સમભાવ રાખવાનું ગીતાજી શીખવે છે.

૧૬. એટલે આપણી પાસે એક જ ધોરી માર્ગ છે. અમુક કાર્ય અન્યાયી છે, ભૂલભરેલું છે એમ માની લેતા પહેલાં ખૂબ વિચાર કરવો. જેનો અન્યાય જણાય તેની સામે ઉતાવળે અનુમાનો ન બાંધવાં, અને ઘણી વિવેકબુદ્ધિ વાપરવા છતાં જો એમ જણાય કે ભૂલ તો છે જ તો તેની સામે અંત સુધી થવું. તેની સાથે જ જો ભૂલ માનવામાં આપણી ભૂલ થઇ હોય, તો આપણે તે જ ક્ષણે કબૂલ કરવા અને માફી માગવા તૈયાર રહેવું.

૧૭. હું જે પદ્ધતિ ભારતવર્ષ આગળ અજમાવી રહ્યો છું, જેમાં મિત્રોને રોકું છું તે નવો પ્રયોગ છે, તેમાં ખામીઓ હશે, કેટલીક હું જોઉં છું. સંપૂર્ણતાનો દાવો હું કરતો જ નથી. પણ મારી ખાત્રી છે કે એ માર્ગ જ ખરો છે. એ માર્ગે જતાં જ હિંદુસ્થાનનો ઉગારો છે.

૧૮. [ આ પદ્ધતિ પ્રમાણે ખિલાફતના પ્રશ્નમાં જેટલો દ્વેષ, ઉદ્ધતાઈ અને અવિવેક ઓછાં, તેટલી સરળતા તેના ફેંસલામાં અવશ્ય આવી જવાની. પરંતુ ] હવે સવાલ એ રહ્યો કે ખિલાફતના સવાલમાં મુસલમાન ભાઇઓ ઇન્સાફસર છે કે નહિ. જો તેઓની

માગણી ઇન્સાફસર ન હોય તો આપણે હિંદુ કે બીજા મદદ ન કરી શકીએ. તેઓ મદદ ન ઇચ્છી શકે અને મદદ મળે તોપણ ફત્તેહ ન મળે. પણ મુસલમાન ભાઇઓના માગણીના વ્યાજબીપણાના સાક્ષી તો ઇંગ્લાંડના પ્રધાન પોતે જ છે અને હિંદના પુરાણા નામાંકિત અમલદારો છે.

૧૯. ખિલાફતના સવાલમાં મુસલમાનો ન્યાયમાર્ગ પર છે એમ મારી ખાત્રી છે. જે હંમેશાં જાગ્રત છે અને જે સર્વત્ર વસનારો છે એવા સાક્ષીને આપણે છેતરી શકવાના નથી. પવિત્ર આત્માની પ્રાર્થના તે સદાય સાંભળનારો છે. દુનિયાના સારા માણસો સાક્ષી પૂરે છે કે તુર્કીનો કેસ પવિત્ર છે. મુસલમાન ભાઇઓ પવિત્ર છે, પ્રામાણિક છે એ સવાલ છે. કસોટી સહેલી છે. પવિત્ર અને પ્રામાણિક માણસે પોતે જેને ન્યાય માન્યો છે તેને સારૂ હંમેશાં પોતાનો ભોગ આપવા તૈયાર રહે છે. મુસલમાન ભાઇઓ તૈયાર છે? તેમનો આરામ, તેમની મજા, તેમનો વેપાર, તેમની જિંદગી સુદ્ધાં ન્યાય મેળવવાની ખાતર આપવા તેઓ તૈયાર છે? જો તેમ હોય તો તેઓ સત્યાગ્રહી છે અને તેઓ જીતશે જ. તેઓની હું ભૂલ જોઉં તો તે જ ક્ષણે તેમને મદદ કરતો બંધ થાઉં. તેઓ દ્વેષમુક્ત છે એમ હું નથી કહેતો, પણ તેમના દ્વેષભાવની સાથે મારો પ્રેમભાવ મેળવી દ્વેષભાવના વેગને હું હળવો કરી શકું છું એવી મારી ખાત્રી છે. જો મારી પદ્ધતિનો ઘણા સ્વીકાર કરે, તો દ્વેષના વેગને તદ્દન રોકી શકાય એમ પણ હું માનું છું. અન્યાયની સામે દ્વેષી તો થવાના જ. તેઓ વિવેકબુદ્ધિ નહિ વાપરે. અદ્વેષીએ પણ અન્યાયની સામે થયે છૂટકો છે. અન્યાયી તો દ્વેષી છે જ. અન્યાયથી પીડાયેલો કૃત્ય કરે છે, ત્યારે તે પણ દ્વેષી બને છે. અદ્વેષીએ અહિં શું કરવું એ જ પ્રશ્ન રહે છે તેનો ઉત્તર હંમેશાં સહેલાઇથી નથી મળી આવતો. ધર્મસંકટો પડતાં જ માણસ ઘડાય છે, પડી પડીને જ ચડે છે. રખેને ભૂલ થશે તો, એમ સમજી સાવધ રહેવું આપણું કર્તવ્ય છે. એમ સમજી કંઇ ન જ કરવું એ કાયરતા છે.

એટલે ભૂલ થવાની ધાસ્તી છતાં યે જ્યાં અન્યાય માલમ પડે ત્યાં પ્રેમભાવે તેનો વિરોધ કરી પરિણામના અધિકારી બનવું એ જ ગીતામાર્ગ છે એવી મારી નમ્ર માન્યતા છે.

૨૦. ચંપારણમાં, ખેડામાં, રૉલૅટ ઍક્ટની પ્રવૃત્તિમાં, હું અન્યાયનો તીવ્ર વિરોધ કરી દ્વેષભાવને તદ્દન રોકી તો ન શક્યો, પણ અન્યાયને ઓછે કે વત્તે અંશે દૂર કરવામાં મદદ કરી શક્યો અને લોકોને સત્યાગ્રહના સૂર્યની ઝાંખી કરાવી શક્યો. તેનું તેજ હું પૂર્ણ પણે નથી બતાવી શક્યો, કેમકે મારી તપશ્ચર્યામાં, મારા જ્ઞાનમાં બહુ ખામીઓ હું જોયા કરૂં છું.

૨૧. જો તમે અને હું આપણી ફરજ ભૂલી જઇશું, તો કરોડો મુસલમાનોના શાપને લાયક આપણે બનીશું. બ્રિટિશ અમલદારો ડાહ્યા અને શાણા છે. આપણે ગંભીર છીએ કે રમતમાં છીએ એ ખોળી કહાડતાં તેઓને વાર લાગતી નથી. તેથી હું ઇચ્છું છું કે તમારી છાતી ઉપર હાથ મૂકી તમે આ ગંભીર વિષય વિષે ગંભીર છો કે નહિ એ સવાલ તમારા દિલને પૂછો. ખાત્રીપૂર્વક માનજો કે જો તમે ગંભીર હશો તો હજી કાંઈ ગયું નથી. પણ જો તમે પોતે આ સવાલ વિષે ખરી લાગણી નહિ ધરાવતા હો, તો સહાનુભૂતિ ધરાવનારાઓની બધી સેવા નકામી થઇ પડશે.



# ૨. ખિલાફત.



( ૨ )

૧. ખિલાફતનો સવાલ અત્યારે સર્વોપરી થઈ પડયો છે સામ્રાજ્યમાં સર્વથી વધારે મહત્ત્વ એ સવાલ ભોગવે છે. ઇંગ્લાંડના મોટા પાદરીઓ અને ઇસ્લામી આગેવાનોએ એ સવાલને મોખરા પર મૂકી દીધો છે. પાદરીઓએ દાવ નાંખ્યો, મુસલમાનોએ તે ઝીલી લીધો છે.

૨. ખિલાફતનો સવાલ હિંદુસ્થાનના આઠ કરોડ મુસલમાનને લગતો છે. અને જે સવાલ પ્રજાના લગભગ એક–ચતુર્થાંશને લાગુ પડે એ સવાલ સમસ્ત હિંદુસ્થાનનો છે. પ્રજાનું ચોથું અંગ જખમી બને અને પ્રજાની ઉપર તેની અસર ન થાય એ અસંભાવત છે. જો એવા જખમની અસર ન થાય તો આપણે એક પ્રજા કહેવાઇએ નહિ, આપણે એક અંગ ન હોઇએ. એટલે આ સવાલ મુખ્યપણે સમજી લેવો એ હિંદુ–મુસલમાન બધાની સરખી ફરજ છે.

૩. તુર્કીની સલ્તનતમાં ઇસ્લામનો ગંભીર સવાલ આવી જાય છે. ઇસ્લામ દુન્યવી અને દીની એવા બે વિભાગ પાડતો નથી. તુર્કીના સુલતાન એ જ ઇસ્લામના માનવંતા ખલીફા છે, અને જો સલ્તનત જાય તો ઇસ્લામી મજહબ પ્રમાણે ખલીફાનો અર્થ જ ન રહે એવી સખ્ત કુરાને–શરીફની આયતો છે. એટલે સમસ્ત મુસલમાન પ્રજાને એ મોટો ધાર્મિક પ્રશ્ન થઇ પડયો છે.

૪. હું ઉમેદ રાખું છું કે હિંદુઓ સમજી જશે કે સુધારા શું કે બીજું કંઇ પણ શું, ખિલાફતની આગળ નીચેનો દરજ્જો ભોગવે છે. જો મુસલમાનોનો દાવો એ ઇસ્લામીની દૃષ્ટિ વિના ગેરઇન્સાફી હોત તો કેવળ ઇસ્લામી પુસ્તકોને જ આધારે તેને ટેકો આપતાં કોઇ અચકાત, પણ જ્યારે ન્યાયી દાવાને દીન તરફથી ટેકો મળે છે, ત્યારે એ દાવાની સામે થઇ શકાય નહિ.

૫. ટૂંકામાં મુસલમાનોનો દાવો નીચે પ્રમાણે છે:—

(૧) યુરોપ માંહેનું તુર્કી તુર્કોના હાથમાં રહેવું જોઇએ. તે રાજ્યમાં ઇસ્લામી સિવાયની બીજી જે કોમો રહેતી હોય તેઓના રક્ષણને સારૂ ભલે પૂરી ખાત્રી લેવામાં આવે.

(૨) ઇસ્લામની પવિત્ર જગ્યાઓનો કબજો સુલતાનના હાથમાં રહેવો જોઇએ. અને જઝીરત-ઉલ-અરબ એટલે મુસલમાની લેખકોએ હદ બાંધી છે તે અરબસ્તાન ઉપર સુલતાનનો બાદશાહી હક્ક રહેવો જોઇએ, અને તેની સાથે આરબોને જોઇતા હોય તો ભલે તેઓને સ્વરાજ્યના હક્ક મળે. આવું વચન બ્રિટિશ સરકારનું હતું, અને એ જ ધારણા હિંદી સરકારની પણ હતી. મુસલમાની સિપાઇઓ તુર્કીની રાજ્યસત્તા છીનવી લેવાને સારૂ કદિ લડત નહિ. ખલીફાના હાથમાંથી અરબસ્તાન ઉપરની હકુમત છીનવી લેવી એ ખિલાફતનું મીડું વાળવા બરોબર છે.

૬. ઇંગ્લાંડને આજે માત્ર તુર્કીને જ મનાવી લીધે પાલવે તેમ નથી. હિંદને તેણે સંતોખવું જોઇએ. મારા અભિપ્રાય મુજબ તો હિંદી મુસલમાનોની માગણીઓ કબૂલ કરવામાં આવે તો તુર્કીનું સમાધાન કરવાપણું પણ ઝાઝું રહેતું નથી. આનાં બે કારણો છે. ખિલાફત એ એક ભાવના છે, અને કોઇ એક ભાવનાને ખાતર જ્યારે માણસ પોતાનાં તન, મન, ધન ઘોળી નાખવા તૈયાર થાય

છે, ત્યારે તેની સામે કોઈ ટકી નથી શકતું. એવી ભાવના માત્રથી જે મુસલમાનો પ્રેરાયેલા છે તેમને જ આખી હિંદી મુસલમાન કોમનો ટેકો છે.

૭. મુસલમાનો માત્ર તુર્કીને ખાતર લડી રહ્યા છે એમ કહેવું ભૂલભરેલું છે. તુર્કી ખોટો રસ્તો લે,—દાખલા તરીકે મહાન્ સુલેમાનનાં કાળનો દરજ્જો પોતાને મળવો જોઈએ એવો આગ્રહ ધરે,—તો તેઓ આજ તુર્કીનો ત્યાગ કરે તે જ રીતે તુર્કી આજે નબળાઈ બતાવીને કુરાને-શરીફના ફરમાનની રૂએ પોતાને મળેલો અધિકાર જતો કરી તેને અંગે પોતાના પર આવી પડતી ફરજ માથા ઉપરથી ફેંકી દેવા તૈયાર થાય, તોપણ મુસલમાનો તેમ કરી શકે નહિ.

૮. આમ દરેક ધર્મપ્રિય મુસલમાન તુર્કીની દુન્યવી સત્તા કાયમ રાખવા મથે જ. છતાં તુર્કી ફાવે તે કરવા તૈયાર થાય, તોપણ મુસલમાનો તો જઝીરત-ઉલ-અરબ—જેમાં મેસોપોટેમિયા, સીરિયા અને પૅલેસ્ટાઇન આવી જાય છે—ઉપર અબાધિત મુસલમાની સત્તા ખલીફની—પછી તે તેટલા સમયને માટે ગમે તે હોય—ધાર્મિક આણ હેઠળ ટકાવવાને બંધાયેલા જ છે. બીજી કોઇ પણ શરતો—તે ગમે તેટલી સુંદર હોય તોપણ—મુસલમાનોને ન જ સંતોષી શકે. ઇસ્લામના પવિત્ર સ્થળો પર કોઇ પણ પ્રકારની સીધી કે આડકતરી ગેરમુસલમાની સત્તા તેઓ ન જ બરદાસ કરે.

૯. આમ પૅલેસ્ટાઇનનો સવાલ જ આમાં સૌથી ગુંચવાડાભર્યો છે. ઇંગ્લાંડે ઝાયોનિસ્ટો (યહુદી લોકોના એક પક્ષ) ને પૅલેસ્ટાઇન માટે વચનો આપ્યાં છે. યહુદીઓને પણ સ્વાભાવિક રીતે જ પૅલેસ્ટાઇન વિષે તીર્થસ્થાનની ભાવના છે. 'અમારે શું કાળના અંત સુધી ઘરબાર વગરના-સ્વદેશ વગરના-રહેવું ?' આવી તેમની દલીલ છે.

૧૦. આ માગણીના મૂળમાં રહેલો સિદ્ધાંત આપણે અહિં નહિ તપાસીએ. મારો મુદ્દો એટલો જ છે કે યહુદીઓથી ઇંગ્લાંડ પાસે

યુક્તિ કે દગાબાજી કરાવીને પૅલેસ્ટાઇનનો કબજો ન મેળવાય—પૅલેસ્ટાઇનની ખાતર કંઈ લડાઇ ચાલી નહોતી પોતાના જ મુસ્લીમ જાતભાઇઓના હાથમાંથી પૅલેસ્ટાઇન ખૂંચવી લઇને યહુદીઓને સોંપી દેવાનું એક પણ મુસલમાન સિપાઇને કહેવાની લડાઇ દરમિયાન ઇંગ્લાંડની મગદુર હતી શું? જો મુસલમાન ધર્મચુસ્તો પોતાની પેઠે જ યહુદીઓને પણ પૅલેસ્ટાઇન વાપરવા દેવાની આડે આવત તો યહુદીઓ તે સામે પોકાર ઉઠાવી શકત.

૧૧. આમ લડાઇના કોઇ પણ કાનુનોને આધારે લડાઇના ફળ તરીકે ઇંગ્લાંડથી યહુદીઓને પૅલેસ્ટાઇન આપવા નિકળાય નહિ. એક તો ઝાયોનિસ્ટોએ પૅલેસ્ટાઇન વિષે પોતાની ભાવના બદલવી જોઇએ અથવા તો તે મેળવવાને તેઓ કૃતનિશ્ચય જ હોય અને તેમનાં ધર્મશાસ્ત્રો લડાઈ કરીને ન્યાય મેળવી લેવાની છૂટ આપતાં હોય, તો તેમણે મુસલમાન સંસાર સામે ધર્મયુદ્ધ માંડીને ફડચો કરી લેવો રહ્યો,—પછી તેવી લડાઇમાં ખ્રિસ્તી રાજ્યો ભલે એમનો પક્ષ લે. પણ આજની દુનિયા ધર્મની લડાઇઓના કરતાં નૈતિક મુદ્દાઓના જોર પર ઘરમેળે જ સુલેહશાંતિપૂર્વક આવા કજીઆઓ પતાવે એવી આપણે આશા રાખીએ. એવો કાળ આવે કે ન આવે તોપણ એટલું તો સ્પષ્ટ જ છે કે ખિલાફતના કોઇ પણ ન્યાય્ય ફડચામાં જઝીરત-ઉલ-અરબ ઉપર ખલીફની ધાર્મિક આણ હેઠળ મુસલમાનોની સંપૂર્ણ અને બેદખલ સત્તા રાખવાની વાતનો સમાવેશ થવો જ જોઇએ.

૧૨. લડાઈના પહેલાં જે તુર્કીનું હતું તે જરૂર પડતી ખાત્રીઓ લઈને તુર્કીને પાછું આપવું એ ખ્રિસ્તીને શોભે એવો ચૂકાદો ગણાય. તુર્કીને સજા કરવાના ઇરાદાથી તેની પાસેથી કંઇ પણ લઇ લેવું એ દારૂગોળાનો ચૂકાદો ગણાય. મિત્રરાજ્ય અથવા તો ઇંગ્લાંડે પોતાની જીતને વખતે તદ્દન ન્યાય ઉપર જ રહેવું જોઈએ. તુર્કોને કમજોર બનાવી દેવા એ

ગેરઈન્સાફ કહેવાય એટલું જ નહિ, પણ ઇરાદાપૂર્વક અપાયેલાં વચનોનો ભંગ ગણાય.

૧૩. મુસલમાનોની લાગણી મિત્રરાજ્યો પાસે મૂકી ચૂકયા એટલે કે તેમની માગણી ન્યાયી હોવાનો તેઓ સ્વીકાર કરે છે, પણ મિત્રરાજ્યો જે કંઇ કરે તેની ઉપર આપણી સરકારનો કાબુ ન હોય એમ કહી તે નિર્દોષ ઠરવા માગે છે. આ અસત્ય છે. હિંદી સરકાર જાણે છે અને આખું જગત્ જાણે છે કે તુર્કીની સાથેના કરારો ઘડવામાં અને તે કબૂલ કરાવવામાં અંગ્રેજ સરકારનો મુખ્ય ભાગ છે, તેઓ જાણે છે કે મી. લૉઇડ જ્યૉર્જ ધારત તો જરૂર પોતાનું વચન પાળી શકત અને મુસલમાનોની લાગણીને માન આપી શકત. પણ તેમનો ઇરાદો જ તુર્કીનો નાશ કરવાનો અને ઇસ્લામની જડ ઢીલી કરવાનો હતો. આમ છતાં ખિલાફત બાબત બધું કરી ચૂકયા કહીને વાઇસરૉય સાહેબ નિકળી જવા માગે છે, તેનો અર્થ એ થયો કે તે પ્રજાને ભમાવે છે.

૧૪. ખરૂં જોતાં સવાલનો ફડચો વાઇસરૉયના કરતાં આપણા હિંદુ અને મુસલમાન ઉપર વધારે આધાર રાખે છે. અને હિંદુ અથવા તો વાઇસરૉયના કરતાં મુસલમાન ઉપર તેથી પણ વધારે આધાર રાખે છે. આ બાબતમાં અધીરાઇને સ્થાન નથી, કેમકે અધીરાઇમાંથી દીવાનાપણું આવવાનો સંભવ છે, અને દીવાનાપણાનો નતીજો ખૂનામરકી જ હોય. હું ઇચ્છું છું કે ખૂનામરકી એ આપઘાત છે એવું હું બધાને સમજાવી શકું.

૧૫. [ યુરોપીય વિગ્રહની સુલેહમાં ખિલાફતના સવાલનો યોગ્ય ફડચો થયો નથી, ] તેથી શુભ પરિણામની આશા રાખી તેને સારૂ આપણે મથવું જોઇએ. કેમ મથવું એ સવાલ છે. આપણે શું ન કરવું જોઇએ એ તો સ્પષ્ટ છે. વિચારમાં, વચનમાં કે કર્મમાં ખૂનામરકી ન જ હોવી જોઇએ. તેથી વેરભાવે કે સજા કરવાના ઇરાદાથી બ્રિટિશ માલનો બૉયકૉટ ન સંભવે.

૧૬. (૧) મારા વિચાર પ્રમાણે તો બૉયકૉટ પણ એક જાતની ખૂનામરકી છે.

(૨) વળી કદાચ બૉયકૉટ ઇચ્છવાજોગ હોય, તોપણ એ તદ્દન અવ્યવહારૂ છે.

(૩) જ્યાંસુધી આપણી માગણી મુજબ નથી મળ્યું, ત્યાંસુધી આપણે શાંતિ વાળીને બેસી શકતા જ નથી.

(૪) ખિલાફતની સાથે બીજા સવાલોને મેળવવા જ ન જોઇએ–જેમકે ઇજીપ્તનો સવાલ.

૧૭ જો આપણી માગણી કબૂલ ન થાય તો શું કરવું જોઇએ એ વિચારીએ.

૧૮. છૂપી કે જાહેર લડાઇ કરવી એ જંગલી ઉપાય છે. આવી લડાઇ કરવાની વાત આપણી ગણત્રીમાંથી આપણે કહાડી નાખવી જોઇએ. લડાઈ કરીને જીતવું અશકય છે એટલું જ કારણ લડાઇની વિરુદ્ધ બસ છે. લડાઈ કરવી એ હંમેશાં ખરાબ છે, એવું જો હું બધાને સમજાવી શકું, તો આપણી બધી ન્યાયી ધારણાઓ આપણે વહેલા બર લાવી શકીએ. ખૂનામરકી નહિ કરવાની પ્રતિજ્ઞા લઇને એક વ્યક્તિ અથવા પ્રજા જે શકિત મેળવી શકે છે એ શક્તિને કોઇ હઠાવી શકતું જ નથી. પણ ખૂનામરકી નહિ કરવાની સામે હાલ તો હું જે દલીલ કરૂં છું તે કેવળ તેની અયોગ્યતા જ છે; અને ખૂનામરકી અયોગ્ય છે કેમકે તેથી ધારેલું પરિણામ લાવવું અશકય છે.

૧૯. તુર્કીની વિપત્તિમાં મદદગાર થવાનો હિંદુસ્થાનની પાસે એક જ રસ્તો છે અને તે એ જ કે તેણે જાતે પોતાનો કક્કો ખરો કરાવવા પૂરતા સામર્થ્યવાન્ બનવું. જો હિંદુસ્થાન વેળાસર એટલું સામર્થ્ય ન કેળવી શકે તો હિંદુસ્થાનને માટે તરી પાર ઉતરવાનો બીજો એક રસ્તો નથી. એણે દૈવાધીન જ થવું રહ્યું. લકવાથી રહી ગયેલા દર્દીએ જો પાડોશીને મદદ રૂપ થવું હોય તો પ્રથમ અલબત્ત જાતે જ લકવાથી મુક્ત થવું રહ્યું. કેવળ અજ્ઞાન,

અવિચાર અને ગુસ્સાથી વર્તાવેલી ખૂનામરકી બહુ તો અંદર ને અંદર ધૂંધવાતા ક્રોધાગ્નિને ઠલવવાનું સાધન બનશે, પણ તેથી તુર્કીની યાતનાઓ થોડી જ ઓછી થવાની હતી? તેમ હિંદુસ્થાનનું સામર્થ્ય પણ એવી ખૂનામરકીથી કોઇ રીતે વધે નહિ. ઉલટું એને દબાવી દેવાને નામે તે સામે જે જે પગલાંઓ લેવાય તે આપણા ધ્યેયની દિશામાંની આપણી ગતિને મંદ જ પાડે.

૨૦. તેથી સરકારને મદદ ન કરવી એ જ હથિયાર આપણા હાથમાં રહેલું છે. અને જ્યારે તેની સાથે ખૂનામરકી ન હોય, ત્યારે તેના જેવું બીજું ચોકખું હથિયાર કંઈ જ નથી. અને તે જેટલું શુદ્ધ છે એટલું જ અસરકારક છે. મદદ કરીને જ્યારે આપણે જ આપણું પોતાનું અપમાન, આપણી હલકાઈ કે આપણા ધર્મની નામોશી વહોરી લેતા હોઇએ, ત્યારે મદદ ન કરવી એ ફરજ થઇ પડે છે. સરકારના ખિતાબો લેવા કે નોકરી કરવા કોઈ બંધાયેલું નથી. એ ખૂશીનો સોદો છે. જેને હાથે આપણું ભલું ન થાય તેને આપણે મદદ કરવા બંધાયેલા નથી એ સ્પષ્ટ છે. સરકારની નોકરી આપણે આજીવિકાને અર્થે અને જો આપણામાં પ્રજાના કલ્યાણનો ખ્યાલ રહેતો હોય તો પ્રજાના ભલાને અર્થે કરીએ છીએ, પણ જ્યારે આપણું ભલું થવાને બદલે બૂરૂં થવાનો સંભવ રહે ત્યારે આપણે નોકરી ન જ કરીએ. જ્યારે સરકારને હાથે ખિલાફત જેવા મહા અગત્યના ધાર્મિક સવાલને વિષે આપણને નુકસાન પહોંચે ત્યારે આપણે તેમને સહાય કેમ કરીએ? જે સરકારે પવિત્ર ખિલાફતને નાબૂદ કરવા અગર જઝીરત-ઉલ-અરબ પરના ઇસ્લામી કબજામાં હસ્તક્ષેપ કરવા સીધી કે આડકતરી રીતે પ્રયત્ન કર્યો છે, તે સરકારની મદદ કોઈ પણ ધર્મનિષ્ઠ મુસલમાનથી લઇ શકાય નહિ. હિંદની ઇજ્જતને આ સરકારે કેવી રીતે ઇરાદાપૂર્વક ધૂળમાં રગદોળી છે એથી તો બધા મારા જેટલા જ વાકેફ છો.

૨૧. જે હક્કો મુસલમાનોને સારૂ જન્મ-મરણ જેવા થઇ પડે તે અયોગ્ય રીતે છીનવી લેવામાં આવે, છતાં આપણે મૂંગા બેઠા રહીએ એવી

આશા ઇંગ્લાંડ ન જ રાખી શકે, તેથી આપણે મથાળેથી અને પાયેથી શરૂઆત કરવી જોઇએ. જેઓ મોટા દરજ્જા ધરાવતા હોય તેઓએ તે છોડી દેવા જોઇએ. જેઓ નાની નોકરીમાં હોય, તેઓએ તે નોકરી છોડી દેવી જોઇએ. ખાનગી ગૃહસ્થોના નોકરોને આ નિયમ લાગુ પડતો નથી. જેઓ મદદ નહિ કરવાની સલાહ માન્ય ન રાખે તેઓનો બહિષ્કાર કરવાની ધમકી હું પસંદ કરી શકતો નથી. જેઓ કંઈ પણ દાબ વિના પોતાની નોકરી છોડી દે તેની જ અસર થવાની છે; કેમકે આપણો અસંતોષ અને લોકલાગણીની કસોટી તો મરજયાત રાજીનામામાં જ હોઈ શકે સિપાઇઓને તેઓનાં હથિયાર છોડવાની સલાહનો હજુ સમય નથી આવ્યો. એ આપણું છેલ્લું પગલું હોય, પહેલું ન હોવું જોઇએ. વળી મદદ આપવાનું બંધ કરવાનું કામ અતિ વિચારપૂર્વક લેવાવું જોઇએ. આપણે ધીમાશથી વધવું જોઇએ કે જેથી સખ્ત તાપને સમયે પણ આપણે આપણી પોતાની ઉપરનો કાબુ છોડી ન દઇએ.

૨૨. [ સજા કરવાનો ઇરાદો ન રાખવો હોય તો કહાડી નાખવો. અને અમને અંગ્રેજો તરફથી અન્યાય થયો છે એ તેમને ગળે ઉતારવા અને મિત્રાચારીનું વર્તન તેમની પાસે રખાવવાના સાત્ત્વિક હેતુથી બ્રિટિશ માલનો બહિષ્કાર કરવામાં આવે, તો તે અયોગ્ય નહિ ગણાય. તામસી વૃત્તિનો પલટો સાત્ત્વિક વૃત્તિમાં થયો એટલે આપણો ઇરાદો પાપમય હોઇ શકે નહિ. ] પણ સહાય ન કરવી એ ઉપરથી બ્રિટિશ માલના બહિષ્કાર ઉપર આવવું એ તો હાથીની અંબાડી છોડીને ગર્દભની સ્વારી કરવા જેવું થાય છે. સહાય ન આપવી એ આપણો હક્ક છે અને તેમાંથી મોટાં પરિણામો લાવી શકાય. બહિષ્કાર કરવાનો આપણને હક્ક નથી અને તેમાંથી પરિણામ માઠું જ આવે. હક્ક નથી કેમકે તેમ કરી આપણે બ્રિટિશ પ્રજાને સજા કરવાનો ઇરાદો રાખીએ છીએ, અને એવો ઇરાદો ત્યાજ્ય હોવો જોઇએ. આપણી ફરિયાદ

સરકારની સામે છે. આમાં પરિણામ પણ માઠું આવે, કેમકે ખિલાફત જેવા સવાલનો સંતોષકારક નિર્ણય આપણે આખી દુનિયાનો મત આપણી તરફ દોરીને કરાવી શકીએ, અને બહિષ્કારથી તે મત આપણી વિરુદ્ધ જવાનો પૂરો સંભવ છે. એટલે જેટલે અંશે સહાય ન આપવાનું વ્રત સેવવા યોગ્ય છે, તેટલે જ અંશે બહિષ્કાર તજવા યોગ્ય છે. વળી અંગ્રેજ પ્રજામાં વેપારશક્તિ ભારેમાં ભારે છે. તે પ્રજા આપણને અનેક પ્રકારની યુક્તિથી પોતાનો માલ પહોંચાડી શકે છે. જાપાનની મારફતે પહોંચાડતાં તે પ્રજાને આવડે છે. એટલે બહિષ્કારનું પરિણામ અંગ્રેજી માલ બંધ કરતાં બીજા દેશોની સત્તા આપણા દેશમાં દાખલ કરવા જેવું થાય.

૨૩. બહિષ્કાર ગુસ્સાની નિશાની છે; સહાય ન આપવી એ આપણી દૃઢતાની નિશાની છે. બહિષ્કાર આપણી નબળાઇ સૂચવે છે; સહાય ન આપવી એ આપણી શક્તિ બતાવે છે. ખિલાફત જેવા મહાન્ પ્રશ્નોનો ફેંસલ આપણે આપણી નબળાઇથી નહિ, પણ આપણા બળથી જ લાવી શકીશું.

૨૪. અસહકારનું શસ્ત્ર મને એ જ રૂપે ખિલાફતનો પ્રશ્ન વિચારતાં જ જડ્યું. તે વિષે મને બહુ લાગી આવ્યું છે, કેમકે હું ચુસ્ત હિંદુ છું, જો સાત કરોડ મુસલમાનોથી મારા ધર્મને હું સુરક્ષિત રાખવા માગું તો મારે તેમના ધર્મને બચાવવા સારૂ મરણપથારીએ સૂવા પણ તૈયાર રહેવું જોઇએ. તેમ જ સર્વ હિંદુને માટે પણ જ્યાંસુધી હિંદુ-મુસલમાન એકદિલ ન થાય, ત્યાંસુધી સ્વરાજ્ય અર્થ વિનાનો આદર્શ છે; ત્યાંસુધી ગોરક્ષા અસંભવિત છે.

૨૫. સ્વાર્થે સર્વે મુસલમાન દગો દેશે એમ હું માનતો નથી. જેઓ ધર્મને માને છે, તે દગો દેતા નથી. હિંદુઓએ ઘણો ત્યાગ કર્યા છતાં તે ફળ્યો નથી એવો ઐતિહાસિક દાખલો મેં એક પણ નથી જાણ્યો. આજસુધી જે થયું છે તે તો વાણિયાનું સાટું થયેલું છે. આજના વ્યવહારમાં સાટાને અવકાશ જ નથી. હિંદુ પોતાનો

ધર્મ સમજી મુસલમાનને મદદ કરે અને ફળની આશા ઇશ્વરથી રાખે. મુસલમાનોની પાસેથી કંઇ જ ન માગે. ગોરક્ષાની વાત અલીભાઇઓની સાથે હું ભાગ્યે જ કરૂં છું. છતાં તેઓ જાણે છે અને મેં એ છૂપાવ્યું નથી કે મુસલમાનોને સારૂ મરીને પણ તેઓનાં હૃદય પીગળાવવાની હું આશા રાખું છું. મારી દૃઢ માન્યતા છે કે સારાનું ફળ ઇશ્વર આપે જ છે. મારી યાચના ઇશ્વર પાસે છે. મુસલમાન ભાઇઓને તો હું વિનામૂલ્યે વેચાયો છું; અને પ્રત્યેક હિંદુને તેમ કરવા કહી રહ્યો છું. આમાં દાવપેચ નથી. ખુલ્લી વાત છે. જો મુસલમાન ભાઇઓનો કેસ નબળો હોત, તો હું તેમને સારૂ મરવા તૈયાર ન થાત. તેમનો કેસ તદ્દન સાચો જાણ્યા છતાં હું શકથી કે બીકથી અળગો રહું, તો મારૂં હિંદુત્વ લાજે--મારો પાડોશીધર્મ જાય.

૨૬. ખિલાફત એ રાજ્યપ્રકરણી હથિયાર નથી એમ હું જાણું છું. ખિલાફતનો બચાવ કરવો એ સર્વ મુસલમાનોના ફરજ છે. હિંદુ તેને ધર્મ ન માને એ જૂદી વાત છે. ગાયને બચાવવી એ કંઇ મુસલમાન ધર્મ રૂપે ન માને. પણ સર્વ મુસલમાન જાણે છે કે તે હિંદુનો તો ધર્મ જ છે. તેમ સર્વ હિંદુએ જાણવું જોઇએ કે ખિલાફતનો બચાવ કરવો એ મુસલમાનનો ધર્મ છે. અલીભાઇઓની ધર્મપરાયણતા વિષે મને ભારે માન છે. કેવળ રાજ્યપ્રકરણી લાભ મેળવવાને ખાતર તેઓ ફકીરી ન લે. પણ ખિલાફતને બચાવતાં ઇસ્લામની સત્તા અવશ્ય વધે. તેથી રાચવું એમાં કંઇ ગુન્હો નથી. મુસલમાન રાજી થાય જ; અને જો હિંદુધર્મની જાગૃતિ–ઉન્નતિથી ઇતરધર્મીઓએ રાજી થવું જોઇએ એમ આપણે માનીએ તો ઇસ્લામની ઉન્નતિથી આપણે હિંદુઓએ પણ રાજી થવું જોઇએ.

૨૭. ગુરુ નાનકે અને કબીરે હિંદુ–મુસલમાન બંનેને એક કરવાનો પ્રયત્ન કર્યો હતો. તે ઇતિહાસ કોઈ અહિં રજુ નહિ કરે એવી હું આશા રાખું છું, કેમકે આજનો પ્રયત્ન ધર્મની એકતા કરવાનો નથી પણ ધર્મની ભિન્નતા છતાં દિલની એકતા કરવાનો છે. ગુરુ નાનક આદિનો પ્રયત્ન ધર્મમાં એકતા બતાવીને

બન્નેને એક બનાવવાનો હતો. આજનો પ્રયત્ન તિતિક્ષાનો છે. સનાતની હિંદુ ચુસ્ત રહે અને છતાં ચુસ્ત મુસલમાનને માન આપે, તેની સાચા દિલથી ઉન્નતિ ઇચ્છે, એ પ્રયત્ન છે. આ પ્રયત્ન નવો જ છે, પણ હિંદુધર્મના મૂળમાં રહેલી એ ભાવના છે.

૨૮. આ પ્રયત્નને અંતે પણ માની લો કે મુસલમાન ભાઇઓ દગો આપે. એક વાત તો એ છે કે બન્નેનો અર્થ સદા કાળને સારૂ ઐક્ય જાળવવામાં જ સમાયેલો રહેશે. પણ એમ કહો કે ખિલાફત રૂપી વિશેષ અર્થ સર્યે મુસલમાન હિંદુનો વિરોધ કરવા મંડી જાય. આ બીકથી આજે તટસ્થ રહીએ તો તેમાં આપણે અંગ્રેજી રાજ્યની ગુલામી નભાવવા ઉપરાંત શો અર્થ સાધી શકીએ? અત્યારના પ્રયત્ને ધારો કે ખિલાફતનો બચાવ થયો, સ્વરાજ્ય મળ્યું અને પછી મુસલમાનોએ દગો દીધો તો યે શું? બાવિશ કરોડ હિંદુને મુસલમાન હંફાવશે? તેમનું આત્મબળ, તેમની તપશ્ચર્યા, તેમનો આજે કરેલો યજ્ઞ તેમને કંઇ જ સહાય નહિ આપે? પણ મુસલમાનો તો બહારથી બીજાને લાવીને આપણી સાથે લડે તો? હોય. તેથી પણ મર્દ કેમ ડરે? આજનો પ્રયત્ન સ્વાવલંબી–સ્વતંત્ર બનવાનો છે.



# ૩. પાડોશીધર્મ.

૧. આજે હું આખા હિંદુસ્થાનને આજીજી કરી રહ્યો છું તે એકલા વાણિયા બ્રાહ્મણને નથી કરતો, હિંદુઓને જ નથી કરતો, પણ હિંદુસ્થાનમાં ઢેડ, ભંગી, ધારાળા છે તે બધાને–મુસલમાન, પારસી, ખ્રિસ્તી એ બધાને–હું આજીજી કરૂં છું કે જો હિંદુસ્થાનને સુખી કરવાની તમારી ઈચ્છા હોય તો તમારો પહેલો ધર્મ એ છે કે તમારે જૂદા જૂદા ધર્મોની સાથે એકદિલ થઈને રહેવું, એ પાડોશીધર્મ છે.

૨. જો હું એક હિંદુ તરીકે ઇસ્લામ માટે મરી શકું, તો વખત આવ્યે હિંદુધર્મ માટે પણ મરી શકીશ. આમાં મારી પોતાની અને દેશની કસોટી રહેલી છે. સાત કરોડ મુસલમાન ભાઈઓ ઉપર મહાન્ ધર્મસંકટ આવી પડેલું છે. એક વિકરાળ સલ્તનત તેમના ધર્મને છિન્નભિન્ન કરવા બેઠી છે. આકાશમાં ચંદ્રમાને જેમ ગ્રહણ લાગે છે તેમ ઇસ્લામને આ સલ્તનતના ગ્રહણે ઘેર્યો છે. તેને તમે છોડાવો. ચંદ્રમાનું ગ્રહણ એ તો સ્થૂલ ગ્રહણ છે. એને છોડાવવું એ આપણા હાથમાં પણ નથી. મને આ ચંદ્રગ્રહણ જરાયે નથી ડરાવતું. મને અપવાસ નથી કરાવી શકતું. પણ આપણા આત્માને જે ગ્રહણ લાગ્યું છે, આપણું દિલ જે ગ્રહણમાં ઘેરાયું છે, તેનાથી હું ધ્રુજું છું. તે ગ્રહણને છોડાવવાનો ઈલાજ ઉપવાસ હોય તો હું ઈશ્વર પાસે માગું છું કે મને ઉપવાસ કરવાની શક્તિ આપો. આ ગ્રહણ છોડાવવાનો ઈલાજ આપઘાત હોય તો આપઘાત કરવાની શક્તિ પરમેશ્વર મને આપજો. હિંદુસ્થાનનો સુંદર ચંદ્ર ઇંગ્લાંડના ડાઘથી ઘેરાયેલો છે. ઇસ્લામ ઉપર સલ્તનતની તલવાર ઝઝુમે છે. આજે ઇસ્લામ

પર તો કાલે હિંદુધર્મ પર. જે સલ્તનતે ઇસ્લામને દગો દીધો છે, જે સલ્તનતે પંજાબ મારફત સારા હિંદુસ્થાનને પેટે ચલાવ્યું છે, જેણે પંજાબ મારફત નાનાં નાનાં બાળકો પાસેથી જબરાઇથી સલામી કરાવી છે, અને તેમ કરતાં કરતાં જે સલ્તનત મારફતે બે છ–સાત વર્ષના બાળકના પ્રાણ ગયા છે, જે સલ્તનત નીચે દોઢ હજાર કે એક હજાર નિર્દોષ માણસોનાં ખૂન થયાં છે, તે સલ્તનત તે કેવી હશે? એ સલ્તનતનું ગ્રહણ આપણી ઉપર કેટલે દરજ્જે છે, તેનો હું તાગ નથી કહાડી શકતો.

૩. અંગ્રેજી સલ્તનતની હું એબ બતાવું છું તે સાક્ષી રૂપે બતાવું છું. એ સલ્તનતને ત્રિશ વર્ષ ખરા દિલથી સેવ્યા પછી મારી ખાત્રી થઇ છે કે એ રામરાજ્ય નથી, પણ રાવણરાજ્ય છે. આ સલ્તનત મને અત્યારે ભૂંડી લાગે છે તે મને કંઇ અંગ્રેજોનો તિરસ્કાર નથી; મને તિરસ્કાર સલ્તનતની સાથે છે. જ્યાંસુધી અંગ્રેજી સલ્તનત પશ્ચાત્તાપ કરતી નથી, હિંદુસ્થાનની સ્ત્રીઓની અને પુરુષોની પાસે માફી માગતી નથી, 'અમે તમારા નોકર છીએ અને નોકર તરીકે રાખો તો રહેવા માગીએ છીએ' એમ કહેતી નથી, ત્યાંસુધી હું એ સલ્તનતનાં હવાઇ જહાજો સામે અને મશીનગનો સામે મુકાબલો કરવાને તૈયાર છું. એના હવાઈ જહાજ કે મશીનગન મને નહિ ડરાવી શકે.

૪. [ જ્યાંસુધી હિંદુ–મુસલમાન એકબીજાના ધર્મ પ્રતિ સહાનુભૂતિ બતાવે નહિ, તેને માટે મરવા પણ તૈયાર ન થાય, ત્યાંસુધી તેમના ધર્મ આ સલ્તનત નીચે સહિસલામત ભાગ્યે જ રહી શકે, અને તેથી જ મુસલમાનોની ] લડતને મેં અપનાવી છે, કારણ હું માનું છું કે તેમની લડત નેક છે. તેમના સારામાં સારા આલિમો પાસેથી હું સમજ્યો છું કે ખિલાફત એ એક આદર્શ છે. તેને ખાતર તેઓ લડી રહ્યા છે, તેઓ કોઇ અન્યાય અગર અંધેરને ટકાવવાને જ ખાતર લડી રહ્યા નથી. તેઓ તુર્કોને

સાથ દઈ રહ્યા છે, કારણ આજે યુરોપના લોકોમાં તુર્ક શરીફ લોક છે. હિંદુસ્થાનમાં તો આજે મુસલમાન શું કે હિંદુ શું, બન્ને નીતિબળમાં મોહતાજ છે એ વાતનો ઇન્કાર કરી શકાય એમ નથી. આપણે બન્ને કોમ પોતપોતાના દીનના દુબળા નમૂના તરીકે હસ્તી ધરાવીએ છીએ. આપણામાંનો દરેક ખુદાનો સાચો બંદો નિવડે એવું કરવાને બદલે બીજાઓ આપણા દીનને દીપાવે અને આપણે માટે જાન કુરબાન કરે એવી ઉમેદો રાખનારા આપણે બન્યા છીએ !

૫. હિંદુઓ સમજતા હોય કે સાત કરોડ મુસલમાન તેમના હમવતની છે અને તેમની સાથે દુશ્મનાઇ કરીને તેઓ નથી રહી શકતા તો તેઓ સમજશે કે તેમની ભારે મોટી ફરજ છે કે મુસલમાનોની સાથે રહીને જીવવું અને તેમની સાથે મરવાનો તેમણે નિશ્ચય કરવો. હિંદુઓ પોતાની ફરજ ભૂલીને કુરબાનીમાં ભાગ ન લે તો હું તેમને કહીશ કે જેમ મુસલમાનધર્મ જોખમમાં આવ્યો, તેમ કોઈ વાર હિંદુધર્મ પણ જોખમમાં આવે. યુરોપમાં મિત્રરાજ્યના પ્રધાનો સમજે છે કે યુરોપમાંથી મુસલમાનોનો પગ કહાડી શકાય છે, તેમ કોઈ દિવસ તેઓ એમ પણ ઇચ્છે કે હિંદુઓને ગુલામ બનાવી શકાય તો સારૂં. આપણને લાજમ છે કે જ્યાંસુધી મુસલમાન ભાઇ પોતાના ઇમાન અને દીન ઉપર કાયમ રહીને કુરબાની કરવા તૈયાર હોય, ત્યાંસુધી હિંદુસ્થાનની આઝાદી માટે મુસલમાનોની સાથે ઉભા રહેવું.

૬. આપણે જે રસ્તો પસંદ કર્યો છે તે ખુદાની તરફ જ આપણું મોં ફેરવવાને આપણામાં દરેકને મજબૂત કરે છે. અસહકારમા આપણે એમ માનીને જ ચાલીએ છીએ કે આપણી સામેનો પક્ષ જેની સામે આપણે અસહકાર માંડ્યો છે અને જે પોતાની ગેરમુરાદને બર લાવવા ઇચ્છે છે, તે તેટલા જ ગેરતરીકાઓથી આપણી જોડે કામ લેશે. આવી હાલતમાં સામા પક્ષની રીતોથી

નિરાળી જ રીતો અખત્યાર કરીને જો આપણે કામ લઇશું તો ખુદાના પ્યારા બનીશું. આમ જાહેર કરવામાં આપણો મોટા દાવો રહેલો છે અને જો આપણી કામ કરવાની રીતો સરકારની રીતોના કરતાં દેખીતી જ નિરાળી હશે તો ટૂંક મુદતની અંદર આપણે જરૂર ફત્તેહ હાસિલ કરીશું.

૭. આમ આપણી લડતની બુનિયાદ પૂરી અહિંસા છે, જ્યારે સરકારની આખરી પનાહ હિંસા છે. અને દુનિયામાં કોઇ પણ જોસ સામા જોસની જોડે ટક્કર ખાધા વિના પેદા થતું નથી, તેથી જો સરકારના જોસની સામે આપણે તેવું જ સામું જોસ નહિ ફેંકીએ તો આ સરકારને અટકી પડયા વિના બીજો રસ્તો નથી. પણ આને સારૂ આપણી અહિંસા જબાનમાં, દિલમાં તેમ જ કામમાં સરખી જ સાચી હોવી જોઇએ. અહિંસાના નુસખાને તમે વખત વર્તીને અખત્યાર કીધો હશે તો તેની ફીકર નહિ. તમારે માથે તો એટલી જ ફરજ છે કે જ્યાંસુધી એ ઇલાજ ચાલુ છે ત્યાંસુધી તમારે તે પર કાયમ રહેવું અને પોતીકા ઇમાનની ઉપર નજર રાખીને હિંસા કે ખૂનરેજીનો ખ્યાલ સરખો દિલમાં આવવા દેવો નહિ. ઉલટું આપણે અખત્યાર કીધેલા અહિંસાના કાર્યક્રમ ઉપર આપણા દિલમાં પૂરેપૂરો યકીન વસવો જોઇએ. હું ઇચ્છું છું કે એકેએક મુસલમાન ભાઈ ગુસ્સાના દરેક મોકા પર પોતાના દિલ સાથે સમજી લે કે એક અહિંસાના જ જુસ્સા પર કાયમ રહીને આપણે પૂરી કામિયાબી હાસિલ કરી શકીએ એમ છીએ.

૮. મુલ્કની આઝાદી અને ખિલાફતનો બચાવ બન્નેને વાસ્તે અહિંસાના રાહમાં આપણા વિશ્વાસની આ કસોટી ગણાશે વળી હિંદુ–મુસલમાન વચ્ચેના સંપની પણ એક કસોટી ગણાશે અને આપણા પોતાના કાર્યક્રમ ઉપરના આપણા વિશ્વાસની પણ એ આમ કસોટી હશે. હું ફરી ફરી વાર મારો યકીન રજુ કરીશ કે પરદેશી કાપડનો સદંતર બહિષ્કાર કરીને એક મહિનાની અંદર આપણે બેખટકે આપણી મકસદ પાર ઉતારી શકીએ છીએ, કારણ

તેટલું કર્યે આપણે એટલે દરજ્જે તાકાત ધરાવતા થઇ જઇશું કે જો કદિ ત્યાર પછી પણ આપણને કાનુન તોડવાના પગલાં પર જવું પડે તો તે વખતે આપણામાં ખૂનરેજીના જુસ્સાને કાબુમાં રાખવાની તાકાત અને વિશ્વાસ આવી ગયાં હશે.



# ૪. ખિલાફતના અન્યાયનો ઉપાય.



૧. જ્યાં એક પક્ષ બીજા પક્ષની પાસે કંઈ પરાણે કબૂલ કરાવે, બીજા પક્ષને પોતાના પશુબળથી નિચોવી નાખે, ત્યાં સુલેહ થઇ એમ કહેવું એ તો સત્યનારાયણનો મહા ગુન્હો કર્યા બરોબર છે.

૨. છતાં મહામંડળે એટલે સુપ્રિમ કાઉન્સિલે એવી શરતો ઘડીને તુર્કીને મોકલાવી આપી. અને તેમ કરીને પોતે ધારણ કરેલાં વિશેષણો વગોવેલાં છે. જે મંડળ ન્યાયને કોરાણે મૂકે, જે મંડળ પોતાના બળથી અંધ થઇને અન્યાયને ન્યાયને નામે ઓળખાવવા ઇચ્છે, તે મંડળ પોતાને મહાન્ કહેવડાવે એ તો પગ્રાને પાટુ મારવા બરોબર છે. તુર્કીની સુલેહથી બ્રિટિશ પ્રધાનોનાં વચનોનો સંપૂર્ણ ભંગ થયો છે. એમ કહી શકાય. જ્યાં જ્યાં તુર્કીની કોમ છે, ત્યાં ત્યાં એશિયામાં અને યુરોપમાં તુર્કીની સલ્તનત જાળવવાનું વચન હતું. એમ છતાં તુર્કીની સલ્તનત નામની જ રાખવામાં આવી. ખરૂં જોતાં સુલતાનને પોતાના મહેલમાં કેદ કર્યા જેવું મહામંડળે કર્યું. એટલે તુર્કોને પોતાની અસલી જાહોજલાલીનું નિરંતર સ્મરણ કરાવીને રીબાવવા જેવું થયું. મુસલમાનોનાં પવિત્ર સ્થાનનો કબજો ખલીફના હાથમાં ન રહેવાને આશા હતી. તેને બદલે એ પવિત્ર સ્થળો અને જે દ્વીપકલ્પને મુસલમાનો જઝિરત-ઉલ-અરબને નામે ઓળખે છે તેની હકુમત તુર્કીની પાસેથી છીનવી લેવામાં આવી છે. આ બધામાં ન્યાયની કે સત્યની ગંધ જેવું યે જોવામાં નથી આવતું. છતાં તેને ન્યાયને નામે ઓળખાવવામાં આવે છે એ મનુષ્યના અભિમાનની, ઉદ્ધતાઈની અને પશુબળની સીમા આવી ગણાય.

જો આવી એકપક્ષી શરતોને ન્યાયી શરતો ગણી શકાય તો દુનિયામાં ઘણી વસ્તુઓ, જેને આપણે અન્યાયને નામે જાણતા થઇ ગયા છીએ તેને પણ ન્યાયી ગણવી પડશે.

૩. મુસલમાનોની અશાંતિએ હિંદુ અશાંત, હિંદુની અશાંતિએ મુસલમાન અશાંત એવો મિત્રતાનો કાયદો છે. એમ આપણાં મન અશાંત થતાં જો આપણે ગુસ્સામાં આવી જઇએ, આવેશમાં ખૂનખરાબો કરીએ, તો બાજી હાથથી ગયેલી છે. પણ જો આપણે ખૂનખરાબો ન કરીએ, આપણામાં આપભોગ કરવાની શક્તિ છે એમ બતાવીએ તો બાજી હાથથી ગઇ છે એમ કહેવાય જ નહિ.

૪. આ સુલેહની શરતો લખાઇ ગઇ, તેથી મુસલમાનોએ અને સમસ્ત હિંદી પ્રજાએ હેબતાઇ જવાનું મુદ્દલ કારણ નથી. જો હિંદુસ્થાન પોતાનું કર્તવ્ય કરશે, તો આ શરતો ખરે જ ફરશે. તેને વિષે જરા યે શંકા લાવવાનું કારણ નથી. એ ફેરવવા હિંદુસ્થાનને સારૂ માત્ર એક જ વસ્તુ છે, અને તે અસહકાર છે. અસહકાર એ ફરજ છે, કેમકે તેમ ન કરવામાં આવે તો હિંદુસ્થાન અધર્મમાં સહાયક થયું ગણાય. આ બ્રિટિશ સલ્તનત પ્રત્યેક રૈયતની સહાયથી જ ટકી રહેલી છે.

૫. એક પક્ષી શરતોને લીધે ખિલાફત બાબત ઘણા સવાલો થયા છે. અસહકારમાંથી ખૂનામરકી થશે એવો મત ઘણા બતાવે છે, અને જો તેમ થાય તો અસહકારથી શો લાભ? અસહકારમાં–જેમ બધા મહા કાર્યોમાં–જોખમો હોય જ. જિંદગી અખતરાઓ અને જોખમોથી ભરેલી છે. સાહસ વિના મોક્ષ પણ નથી મળતો. ભૂલથી ભરેલો મનુષ્ય માત્ર આટલું જ વિચારી શકે છે: અમુક કામ ન કરવામાં વધારે જોખમ છે કે કરવામાં અને જો કરવામાં ઓછું હોય તો તે બીજી રીતે પણ કર્યા વિના ન ચાલે તેમ છે કે કેમ?

૬. મારી દૃઢ માન્યતા છે કે જો અસહકારની વાત ન ચાલી હોત તો આજે ક્યારની ખૂનામરકી થઇ હોત. અસહકારને

લીધે જ ખૂનામરકી અટકી છે. મુસલમાન ભાઇઓનું લોહી ઉકળી રહ્યું છે, પણ હિંદુ તેમના સાથી છે એ માન્યતાથી તેમણે ધીરજ રાખી છે. જ્યારે તેમ છતાં પણ ઇન્સાફ નહિ મળવાની ધાસ્તી લાગી, ત્યારે તેઓ વિચારમાં પડ્યા. હવે શું કરવું? કેટલાક ખૂનામરકીના વિચાર કરવા લાગ્યા. બૉયકૉટનો તુચ્છ વિચાર કર્યો. પણ તેઓ જોઇ શકયા કે બૉયકૉટ કરવા યોગ્ય હોય, તોપણ કરી શકાય તેવું નથી. તેટલામાં દિલ્હીની પહેલી જ કૉન્ફરન્સમાં મેં અસહકાર સૂચવ્યો. ને તેઓએ એકી અવાજે ઉંચકી લીધો.

૭. જો કોઇ પણ અસરકારક પગલું મારી નજરમાં દેખાતું હોત તો તેની તત્કાળ ભલામણ કર્યા વગર હું રહેત નહિ. સ્વરાજ્યની પ્રવૃત્તિ થોભાવી દેવાથી ખિલાફતનો ફડચો કરી લેવાય તેવું હોત, તો તેમ કરવાની સલાહ પણ હું આપ્યા વગર ન રહેત એટલું જ નહિ, પણ કરોડો મુસલમાન ભાઇઓને થઇ રહેલું દુઃખ હલકું કરવાને ખાતર અસહકાર સિવાય બીજો પણ કોઇ ઇલાજ મને જો જડે તો તે તત્કાળ અજમાવ્યા વિના હું ન જ રહું. પણ મારા નમ્ર અભિપ્રાય મુજબ ખિલાફતનો અન્યાય દૂર કરવાનો ટૂંકામાં ટૂંકો અને જલદમાં જલદ રસ્તો એક સ્વરાજ્ય પ્રાપ્તિ જ છે. તેથી જ મારે હિસાબે સ્વરાજ્ય એ ખિલાફતના ફડચાનો અને ખિલાફતનો ફડચો એ સ્વરાજ્યપ્રાપ્તિનો માર્ગ છે. જો ખૂનામરકીનો વિચાર છોડાય તો જ અસહકાર ચાલે. એક પણ ખૂન આપણે હાથે કે આપણી મારફતે થાય, તો હું તો નિકળી જ જાઉં. મુસલમાન ભાઇઓએ એ કબૂલ રાખ્યું અને જોયું કે ખૂનામરકી કરતાં પણ અસહકાર એ કેટલેક દરજ્જે બહુ જોરાવર હથિયાર છે. તેથી અસહકારનો પવન ફૂંકાવો શરૂ થયો અને આજે તે વ્યાપક વસ્તુ થઇ પડેલી છે, અને તેથી જ હિંદુસ્થાનમાં પરમ શાંતિ આપણે અનુભવી રહ્યા છીએ. જો અસહકારની ઉપર મુસલમાનોની નજર નહિ રહી હોત, તો આજે આપણે હિંદુસ્થાનમાં દુર્દશા જોઇ રહ્યા હોત એવો મારો દૃઢ અભિપ્રાય છે. સરકાર

ખૂનામરકીને દબાવી શકત એ હું માનું છું, પણ ખૂનામરકી થઇ તો હોત. અસહકાર છતાં પણ ખૂનામરકી થશે તો સરકાર આપણને દબાવી શકશે. સવાલ માત્ર એ જ છે કે ખૂનામરકી અસહકાર વિના થાત કે નહિ? તેનો જવાબ હકારમાં જ મળી શકે છે.

૯. ત્યારે હવે આપણે અસહકાર કરવાની બીજી રીતે જરૂર છે કે નહિ એ વિચારવું રહ્યું. ખૂનામરકી અટકી છે, તેટલા સારૂ જ આપણે અસહકાર કરવા મંડી નથી જઇ શકતા. ઘણાં અકાર્યો દુનિયામાં થાય છે. તેને અટકાવવાના ઇલાજો પણ આપણને સૂઝે છતાં તે ઇલાજો લેવા આપણે આપણને બંધાયેલા નથી માનતા. હિંદુસ્થાનમાં જ ઘણે ઠેકાણે માણસો ઘાતકી કામ કરે છે. આપણે ત્યાં પહોંચી વળીએ તો અટકાવીએ છતાં આપણે ત્યાં પહોંચી વળવા નથી જતા, એ આપણી તાકાત બહાર છે. કેટલીક વેળા એવું બને છે કે એક ખરાબ કામ આપણે ઓછા ખરાબ કાર્યથી અટકાવી શકીએ છીએ, તોપણ એવું ઓછું ખરાબ કામ કરવાની આપણી ફરજ ઉપસ્થિત નથી થતી. તેથી આપણે અસહકારને એ રીતે તપાસવો પડશે. અસહકાર દોષિત હથિયાર છે? તેનો જવાબ હું તો ઘણી વેળા આપી ગયો છું કે અસહકાર દોષિત નથી એટલું જ નહિ, પણ અમુક પ્રસંગે અસહકાર કરવો એ આપણો ધર્મ છે. વસ્તુતાએ અસહકારમાં કંઇ ખોટું નથી.

૧૦. ત્યારે આપણે તે શસ્ત્રનો ઉપયોગ આ પ્રસંગે કરવો કે નહિ એ વિચારવાનું રહ્યું. બીજા શબ્દોમાં કહીએ તો હિંદુએ મુસલમાનને એટલી હદ સુધી મદદ કરવી કે નહિ? ખિલાફતના મામલામાં મુસલમાનો ઇન્સાફના રસ્તા પર છે એ સૌ કોઇ કબૂલ કરે છે. મુસલમાનોનાં દુ:ખમાં ભાગ લેવો એ હિંદુની દેખીતી ફરજ છે. મુસલમાનોની પાસે અસહકાર વિના બીજું હથિયાર નથી. ત્યારે હવે હિંદુ તેઓને ખરે દુ:ખને સમયે એક કોરે બેસી

તટસ્થ રહી શકે છે? મારી અલ્પમતિ પ્રમાણે હિંદુ અસહકાર કરવા બંધાયેલા છે.

૧૧. ભગવદ્‌ગીતામાં આપણને શીખવવામાં આવ્યું છે કે બધાને સરખાં ગણીએ. હિન્દુ-મુસલમાન એ તો દેશની બે આંખો બરોબર છે, તેમની વચ્ચે વેરભાવ હોય નહિ. પણ જો આપણે એ મુસલમાનોનો તિરસ્કાર (અસહકાર) કરીએ, તેમની જોડે વેર કરીએ, તો આ સરકાર જે આજે એ મુસલમાનોનો ધર્મ લોપ કરવા બેઠી છે, આજે તેનો ધર્મ લોપ કરી શકે છે તે આવતી કાલે આપણો ધર્મ પણ કરી શકે.

૧૨. સલ્તનતનાં બધાં કાર્યો સલ્તનત નીચે રહેનારી રૈયતની સહાયથી જ થાય, પછી ભલે એ સહાય રૈયતની ઇચ્છાએ આપવામાં આવેલી હોય કે બળાત્કારે. બળાત્કારને વશ ન થવું એ સત્યાગ્રહનું મુખ્ય ચિહ્ન છે. એટલે જ્યાં પ્રજામાં સત્યાગ્રહનો કંઈ પણ અંશ હોય, ત્યાં પ્રજા બળાત્કારને વશ થતી નથી અને સત્યાગ્રહી પ્રજાની પાસેથી, રાજ્યકર્તા કળેથી એટલે પ્રજાને રીઝવીને કામ લઇ શકે છે. આ ખિલાફતના મામલામાં પ્રજા નથી કળને કે નથી બળને વશ થઈ શકતી. તેથી જો મુસલમાનોની લાગણી ખરેખરી દુભાઈ હોય, તો તેઓ સલ્તનતને સહાય તો ન જ દઇ શકે અને જો તેઓ સહાય ન દે તો હિંદુથી સહાય કેમ દઇ શકાય?

૧૩. સત્યાગ્રહ હથિયાર વડે દક્ષિણ આફ્રિકામાં અમુક કાયદાની સામે લડત થઇ હતી. તે સંપૂર્ણતાએ જીત્યા. એશિયાટિક કાયદો રદ કરાવવો, ઇમિગ્રેશન કાયદામાંથી રંગભેદ કઢાવવો, હિંદુ તથા મુસલમાન વિવાહનો સ્વીકાર કરાવવો અને ત્રણ પાઉંડનો કર નાબૂદ કરાવવો—એ માગણીઓ એક પછી એક થયેલી અને તે બધી ત્યાંની સરકારને કબૂલ કરવી પડી.

૧૪. આને હું પૂરી જીત માનું છું, પણ મોટામાં મોટી જીત તો એ થઇ કે સત્યાગ્રહથી જ હિંદી પ્રજા દક્ષિણ આફ્રિકામાં પોતાનો

પગ રાખી શકી. તેથી જ બીજા સંસ્થાનોમાં હિંદીઓ ઉપરનો હૂમલો કંઇક ધીમો પડયો. તેથી જ દક્ષિણ આફ્રિકાના હિંદીઓ આખી દુનિયામાં પંકાયા. એશિયાટિક કાયદો એ હિંદીઓનો સદંતર નાશ કરવાનું પ્રથમ પગથિયું હતું. તે મૂકાતાં જ ઉખેડી શકાયું. તેવું જ આપણી અહિંની લડતને વિષે સમજવું જોઇએ. ખિલાફતની માગણી સ્વીકારાય, તો તેથી કંઇ કોઈ દિવસ હવે પછી ખિલાફત ઉપર ભય નહિ આવે એમ નહિ થાય. સ્વરાજ્ય મળ્યા પછી તે પાછું આપણે કોઇ દિવસ નહિ જ ખોઇએ એમ નહિ થાય. જે હથિયારથી જે વસ્તુ મેળવાય તે વસ્તુ તે હથિયારની હસ્તી હોય ત્યાંસુધી જ રાખી શકાય. આત્મબળથી મેળવેલી વસ્તુ તે બળ ક્ષીણ થતા આપણે જરૂર ખોવાના. સંયમથી મેળવેલું આરોગ્ય નિયમોના ભંગ કરી ગમે તે ખાવાપીવાથી ક્ષણમાં ખોઇ નાખીએ. સત્યાગ્રહ અને તેની શાખા અસહકાર એવાં શસ્ત્રો છે કે તેના ઉપયોગ ત્યાં હારને સ્થાન જ નથી. મરણાંત સુધી લડયા કરે છે તેને હાર કેવી? જીવતા માણસને ‘હાર્યો’ કહેવડાવવામાં હાર છે. રણમાં પડેલા યોદ્ધાને હારેલો કોણ કહે? જે સત્યાગ્રહી પોતાના આગ્રહને છોડતો જ નથી, તેને હરાવનાર આ જગતમાં કોઇ છે જ નહિ. આત્મા એ જ આત્માનો શત્રુ છે અને મિત્ર પણ છે.



# ૫. પંજાબના અત્યાચારો.

૧. આ સરકારે ઇસ્લામને દગો દીધો, અને પંજાબનું નાક કાપ્યું. પંજાબ તો આપણું શિર; આપણા ઋષિ મુનિઓ જ્યાં વસ્યા તે એ દેશ. એ દેશના લોકોને એમણે ચાબૂકે માર્યા, પેટે ચલાવ્યા, એમની સ્ત્રીઓના બુરખા ખેંચ્યા, સાધુઓના કપડાંને ધોળી પીંછીથી રંગ્યાં, એક હજાર માણસના પાછળથી ગોળી મારી ખૂન કર્યાં; એ સરકાર હવે કહે છે કે એ તમે ભૂલી જાઓ. હજાર માણસની કતલ થઇ તેનો મને જખમ નથી. પણ કારી ઘા લાગે એવું તો એણે બીજું એ કર્યું કે એ બધામાં હિંદુસ્થાનનો જ દોષ. પોતે ખરાબ છતાં હિંદુસ્થાનને જ ખરાબ કર્યું. પોતે કાંઇ નથી કર્યું, એ તો માત્ર જનરલ ડાયરની સહેજ ભૂલ થઇ એમ કહે છે. એને માટે નથી એને પશ્ચાત્તાપ કે નથી માફી માગવાની વૃત્તિ.

૨. પંજાબના કિસ્સાથી આપણે શું શીખ્યા? આપણા એક પંજાબી ભાઇને જે દિવસે અમૃતસરની પેલી ગંદી ગલીમાં પેટે ચાલવું પડયું તે દિવસે આખું હિંદુસ્થાન પેટે ચાલ્યું; જે દિવસે જલિયાંવાલાની એક નિર્દોષ ઓરતનો ઘુંઘટ એક ઉદ્ધત અંગ્રેજ અમલદારને હાથે ખેંચાયો; તે જ દિવસે હિંદના આખા સ્ત્રીવર્ગની ઇજ્જત ઉપર હાથ નંખાયો; અને નાજુક વયના કુમળાં બાળકોને પંજાબમાં માર્શલ લૉ હેઠળ જ્યારે દિવસના ચાર ચાર વેળા ખરા બપોરના તડકામાં યુનિયન જૅકને સલામ કરવા પગે ચાલતા જવા ફરજ પાડવામાં આવી અને જેને પરિણામે બે સાત–સાત વર્ષના બાળકોએ પ્રાણ તજ્યા, તે જ દિવસે આખા હિંદુસ્થાનનાં બાળકો પર સીતમ ગુજર્યો.

૩. અમૃતસરમાં ભરાયેલી કે બીજી કોઇ પણ શાંત સભાઓ તે ચાહે તેટલી ગેરકાયદે ગણવામાં આવી હોય, તોપણ બીજા કોઇ પણ દેશમાં અગર અત્યાર અગાઉ આ દેશમાં પણ બળ વાપરીને વિખેરી નાખવામાં આવી હોય એ માનવાની હું ના પાડું છું. આવી સભાઓ કે મંડળીઓ સાથે તેના બોલાવનારાઓને અગર તો જરૂર જણાય, તો તેમાં હાજરી આપનારાઓને સુદ્ધાં બોલાવી મગાવીને અને તેમને જેલમાં મોકલીને કામ લેવામાં આવ્યું છે. સર્વ પ્રકારની શારીરિક સજા નાબૂદ કરવી એ હરકોઇ સુધરેલી કહેવડાવનારી સરકારના તંત્રનો મૂળાક્ષર છે, અને પ્રજાએ એ પણ ભૂલવું નથી જોઇતું કે આ બધી જાહેર સભાઓ હિંસા કે મારફાડનો ઉપદેશ અગર અમલ કરવાને સારૂ નહિ પણ એક કિમ્મતી પ્રજાકીય હક્કની રક્ષાને ખાતર કસોટીને સારૂ ભરવામાં આવે છે. વક્તાઓ અને શ્રોતાઓને પકડીને કેદ ભલે કરવામાં આવે પણ તેમના ઉપર શારીરિક હુમલા કરવા અને તેમને જમીન પર ઘસડવા એ બધાનો અર્થ શો ?

૪. ટોળાંઓને હાથે એવું ચાહે તેટલું ગેરવર્તન થયું હોય, તોપણ નિરપરાધી અને શાંત માણસોની સામે શરીરબળના ઉપયોગનો તો એમાં કોઇ રીતે બચાવ જ થઇ શકે એમ નથી.

૫. આપણે પશુબળ ઉપર ખડી થયેલી આ સરકારને તોડી પાડીને તેની જગ્યાએ પ્રજાકીય ઇચ્છાને અનુસરનારી સરકાર ઉભી કરવા માગતા હોઇએ તો દુઃખ સહન કરવાની તેટલી જ અખૂટ શક્તિ કેળવવી રહી છે. એવી પ્રજાકીય સરકારના અમલ નીચે સુદ્ધાં બળનો ઉપયોગ તો થશે, પણ તે 'બીજા બધા દેશોની પેઠે' માત્ર તેમની જ સામે થશે કે જેઓ પ્રજાકીય સંકલ્પને પશુબળ દ્વારા અટકાવવાનો પ્રયત્ન કરશે. યુરોપના દેશોની બધી સરકારો પશુબળ ઉપર જ ખડી થયેલી છે એમ કહીને હિંદી પ્રધાને આપણા મૉડરેટ ભાઇઓની કેવળ દિશાભૂલ કરાવવાનો જ પ્રયત્ન કર્યો છે. લંડન અગર પારીસ જેવામાં કોઇ પણ શાંત ટોળાંને તેઓ કોઇ

ખાસ કાયદાનો ભંગ કરીને એકઠાં થયાં હોય, તોપણ જ્યાંસુધી તેઓ બળ વાપરવાને અગર તે બળના ઉપયોગની હિમાયત કરવાને ભેગા ન થયા હોય ત્યાંસુધી તેમને બળજોરીથી વિખેરી નાખવાની કોઇ સરકાર હિમ્મત કરી શકશે નહિ.

૬. મારે મન તો સરકાર આ બધાં પાપોનું પ્રાયશ્ચિત્ત ન કરે, ત્યાંસુધી તેના આશ્રય હેઠળ ચાલતી શાળા કૉલેજોમાં ભણવું એ નરક યાતનાઓ ભોગવવા સમાન છે. ત્યાંસુધી આપણામાં સ્વમાન જેવી કોઇ વસ્તુ હોય, તો જે સરકારની અદાલતોમાં પંજાબનાં સેંકડો નિર્દોષ માણસોને કેદની અને ફાંસીઓની સજા થઇ તેની અદાલતોનું આપણે મોં ન જોઇએ. એવી સરકારને સ્વેચ્છાએ મદદ કરવામાં અગર તેના તરફની મદદ સ્વીકારવામાં આપણે તેના ગુન્હાઓ અને પાપોના ભાગીદાર બનીએ છીએ.

૭. જ્યાંસુધી પંજાબને ન્યાય નથી મળ્યો, ત્યાંસુધી હિંદુ-મુસલમાન-ખ્રિસ્તી સર્વેનો ધર્મ છે કે અસહકાર કરવો. મુસલમાનધર્મમાં પણ એ વસ્તુ છે, તે માટે એમણે 'તર્કેમવાલત' શબ્દ વાપર્યો છે.



# ૬. જલિયાંવાલા બાગ.



૧. અમૃતસરમાં અમે જલિયાંવાલા બાગ જોવા ગયા. આનું નામ બાગ રાખેલું છે, તે ખોટું છે. જલિયાં એ અડકનું નામ છે. અને તેના મૂળ માલિકની અડક જલિયાં છે. આ 'બાગ' હાલ લગભગ ૪૦ ભાગીદારની મિલ્કત છે. તે બાગ નથી પણ ઉકરડો છે. તેની ચારે મેર ઘરોની પછીત છે, અને પછીતની બારીમાંથી લોકો પોતાનો કચરો તેમાં ફેંકે છે. તેમાં ત્રણ ઝાડ છે અને એક નાની સરખી કબર છે. તે તદ્દન મેદાન છે. એક સાંકડી શેરીમાંથી તેમાં પ્રવેશ કરી શકાય છે. આ શેરીમાંથી જનરલ ડાયરે પ્રવેશ કર્યો. એટલે સને ૧૯૧૯ની તા. ૧૩ મી એપ્રિલે મળેલા લોકો બાગમાં પૂરાઇ ગયા જેવું બન્યું. તે 'બાગ'માંથી ત્રણ ચાર જગ્યાએથી નિકળી શકાય તેવું છે, પણ તે દિવાલ કૂદીને જ બની શકે. એમ કૂદીને તે દહાડે હજારો માણસો પોતાનો જીવ બચાવી શક્યા.

૨. [ આ બાગ અસાધારણ વસ્તુ છે. આ બાગમાં નિરપરાધી માણસોનાં પવિત્ર લોહીના ધોધ ચાલ્યા છે. તેથી હવે એ પવિત્ર સ્થાન બનેલું છે. તેને ] આપણે યાત્રાના સ્થાન તરીકે ઓળખવા માગીએ છીએ.

૩. અમૃતસર કોંગ્રેસને વખતે હજારો માણસો બાગ જોવા ગયેલા, હજારો તો એ જ કામને સારૂ આવેલા. હરિદ્વાર હિંદુનું યાત્રા-સ્થાન છે, પણ તેમાં જૈન, શીખ, અને બીજા જેઓ પોતાને

હિંદુ નથી ગણાવતા, તે નથી આવી જતા. મુસલમાન, ખ્રિસ્તી, યહુદીને સારૂ તો તે યાત્રાસ્થાન નથી જ.

૪. પણ જલિયાંવાલા બાગ હિંદુસ્થાનમાં જન્મેલા અને હિંદુસ્થાનમાં રહેનારા બધાને સારૂ પવિત્ર સ્થાન છે, અથવા આપણે બનાવવા માગીએ છીએ. એની ઉત્પત્તિ દ્વેષભાવમાં નથી, પણ નિર્દોષ મૂએલા તરફના પ્રેમ ભાવમાં છે. બાગનાં દર્શન કરીને આપણે જનરલ ડાયરની કઠોરતાને યાદ કરવા નથી માગતા. માણસો ભૂલ કરતા આવ્યા છે. તેની ભૂલ યાદ રાખી આપણે દ્વેષભાવ વધારતા નથી. પણ નિર્દોષ જીવોનું સ્મરણ ભૂલી જવાય, તો પ્રજા નાશ પામે. જે પ્રજામાં નિર્દોષ માણસો પોતાના વાંક વિના માર્યા જાય તે પ્રજાને ચડવાનો ભારે પ્રસંગ પ્રાપ્ત થયો કહેવાય. તેવા કાર્યને યાદ રાખી જો પ્રજા તેને ન સંઘરે તો જેમ ઉડાઉ પોતાના ધનની સંભાળ ન રાખી ભીખારી બની જાય છે, તેમ તે પ્રજા પણ ભીખારી બને અને જો તે ધનનો સંગ્રહ કરે તો જરૂર આગળ વધે.

૫. પાંચસો કે એક હજાર નિર્દોષ માણસો જો જ્ઞાનપૂર્વક મૃત્યુની ભેટ કરે, તો તેવાઓની પ્રજાની ઉન્નતિ એકાએક થાય અને તેનું પરિણામ એટલું મહાન્ આવે કે તે એક ચમત્કાર તરીકે અંકાય. જલિયાંવાલા બાગમાં જે રીતે નિર્દોષ માણસોનું મૃત્યુ થયું તેમાંથી આપણે ચમત્કારી પરિણામ ભલે ન નિપજાવી શકીએ, પણ તે બનાવ હિંદુ-મુસલમાનને એક કરવામાં, સમસ્ત હિંદુસ્થાનની જાગૃતિ કરવામાં આ જમાનામાં મોટામાં મોટો ગણાશે. એટલે તેને આપણે ચિરસ્મરણીય બનાવવો એ આપણી ફરજ છે.



# ૭. ચાંદપુરના અત્યાચારો.

"તુલસી હાય ગરીબકી કબૂ ન ખાલી જાય
મૂએ ઢોર કે ચામ સે લોહા ભસ્મ હો જાય !"

૧. આસામથી પાછા ફરેલા ગરીબ મજુર હડતાળિયાઓ નૈહાટી (બંગાળ) માં પ્રત્યક્ષ ભૂખમરો વેઠી રહ્યા હતા. તેમની આગળ ઉનો ઉનો ભાત પીરસવામાં આવ્યો. પણ જેવું એમણે સાંભળ્યું કે એ ચાવલ સરકારનો મોકલેલો હતો તે જ ઘડીએ તેમણે એ ભાતને હાથ સરખો અડકાડવાનો ઇન્કાર કર્યો ! એમાં તેમને પાછા ન્હાના બગીચાઓ પર લઇ જવાનો સરકારનો કંઇક પેચ હોવો જોઇએ એવી એમને ધાસ્તી લાગી. પણ સેવાસમિતિના માણસોએ જ્યારે તેમને વસ્તીમાંથી આણેલા ચાવલ આપ્યા, ત્યારે તેઓ એવા તો ભૂખ્યા ડાંસ હતા કે એ ચાવલને એમ ને એમ કાચા જ ખાવા મંડી પડ્યા !

૨. જોકે ત્યાં પહોંચવા હું ઘણો ઇંતેજાર હતો, પરંતુ કોઈ પણ માણસને ગમે તેવું નાનું પણ જે નાકું સંભાળીને તે પોતાનું કામ બજાવી રહ્યો હોય, ત્યાંથી છૂટવાનો ઘટતો માર્ગ ન જડી આવે, ત્યાંસુધી તેને છોડીને ગમે તેટલું ભારે પણ બીજું નાકું સંભાળવા દોડી જવાનો અધિકાર ન હોઇ શકે. જવાનો માર્ગ મને ન જડ્યો. હું ત્યાં જઇ ન શક્યો.

૩. અંતરાત્મા દરેક ઠેકાણે ઉડીને પહોંચવા ઉત્સુક છે, પણ શરીર અસમર્થ છે; તેથી આવી આવી ઘટનાઓની વાતો જ્યારે જ્યારે મને પહોંચે છે, ત્યારે ત્યારે હું કેવળ સાંભળું છું અને સમસમી રહું છું.

૪. પણ સદ્‌ભાગ્યે માણુસ જેટલો દુર્બળ છે, તેટલો જ પરમેશ્વર સમર્થ છે. એ અનંત સાધનો દ્વારા કાર્ય કરે છે. એના ભાથામાં એન્ડ્રુઝો અને દાસો પડેલા છે. હું તો એવી જ શ્રદ્ધા ધરીને સુખી થાઉં છું કે ઇશ્વર કોઇ દુખિયાને વીલો મૂકતો નથી. આપણે તો ઇશ્વિરનું નામ લઈ નમ્રભાવે બની શકે તેટલી કાળજીપૂર્વક આપણુને સોંપાયેલું કાર્ય કર્યે જઇએ એટલું જ આપણે જોવાનું છે.

૫. આસામના અત્યાચારે ભાઈ એન્ડ્રુઝને સરકારની સામે વળી એક નવું ભયાનક તહોમત આણુવાની ફરજ પાડી છે તટસ્થતા અને નિષ્પક્ષપાતપણાને નામે ગરીબ મજુરોની અત્યંત તાકીદની હાજતો સુદ્ધાં પૂરી પાડવા તરફ બતાવવામાં આવેલી નઠોરતા, ગુરખા લોકોએ વરસાવેલો ગોળીબાર અને એવા તદ્દન નિઃશસ્ત્ર નિરાધાર લોકોની સામે એવો ગોળીબાર કરવાની જરૂર ઉભી થયાનો સરકારનો હંમેશનો જરીપુરાણો બચાવ,—આ બધું સરકારને સાવ જંગલી અને કોઇ પણ જાતના આદર–માનને માટે તદ્દન નાલાયક તરીકે ઓળખાવે છે. ગુરખા સિપાઇઓને શા માટે મજુરો ઉપર શિકારી કૂતરાઓની પેરે છોડવામાં આવ્યા? સૌ કોઈ જાણે છે કે લશ્કરમાં કેટલાક લોકો તો કેવળ પશુ અને હેવાનની ઢબે વર્તવાને સારૂ જ કેળવેલા હોય છે. લશ્કરી લોકોને આમ નિઃશસ્ત્ર પ્રજા ઉપર છોડી મુકવામાં આવે, ત્યારે એનો અર્થ શું એ પ્રજા જાણે છે. દરેક જણુ જાણે છે કે લશ્કરભરતીમાં જનારા લોકોમાં માણુસજાતના કેટલાક દુષ્ટમાં દુષ્ટ નમૂનાઓ હોય છે. લડાઇના મેદાન ઉપર તેઓ કદાચ ખપના હતા હશે, પણ હડતાળિયા મજુરોને ઠેકાણે લાવવાના કામમાં તેમનો ઉપયોગ કરવો એ કેવળ તાલેવાન્ અને બળિયાનો ઉઘાડો પક્ષ કર્યા સમાન છે.

૬. સરકારને એક જ સૌથી મોટા સવાલનો જવાબ આપવો પડવાનો છે અને તે એ કે 'તમે ધનિકોનો–તાલેવાનોનો પક્ષ

કરશો કે ગરીબોનો–મોહતાજોનો ? તમે ધન–દોલતના બંદા છો કે ખુદાના ? તમે બેમાંથી કોના પક્ષના છો ?'

૭. મારી નજરે મુદ્દાની એવી પ્રત્યેક બાબતમાં સુધારાનો બધો જ ભ્રમ ભાંગતો જાય છે, અને એ નિઃસંશય છે કે આવતા થોડા વખતમાં કાં તો આ રાજ્યતંત્રમાં એટલો પલટો થવો જોઈશે કે તેમાં નાનામાં નાનાનો તે મોટામાં મોટાનો બરોબરિયો ગણાશે, અને નહિ તો એક એવી ઝુંબેશ જામશે કે જેવી દુનિયાએ અગાઉ કદિ નહિ દેખી હોય. દહાડાના દહાડાસુધીના ભૂખ્યા ટળવળી રહેલા મજુરો સરકારને નામે મોકલવામાં આવેલો ભાત લેવાની ના પાડે અને મોં ફેરવે એનું રહસ્ય જાલિમની મદદથી જીવવાનો ઇન્કાર નહિ તો બીજું શું હોઇ શકે ? અને આવી શાંતિભરી હિંમત અને ત્યાગનો જુસ્સો જ્યારે આખા હિન્દુસ્થાનમાં વ્યાપી જશે, ત્યારે સરકારનું આવી બન્યું જ સમજવું. આપણે ખૂન લેવાની નહિ, કેવળ ખૂન આપવાની–મરી છૂટવાની–કળા શીખી લેવાની જ જરૂર છે. ખૂન લેવાને રસ્તે આપણે એક સરકારને દફનાવીશું, તો તેની જગ્યાએ બીજો તેવો જ દૈત્ય ઉભો થવાનો અને દીન હીન ગરીબ નિર્દોષ બિચારાં આજની પેઠે આમ ને આમ જ કચડાતાં રહેવાનાં.

૮. [હિંસક અને અશાંત તત્ત્વોને અર્થરહિત કર્યા વગર, હમણાં અથવા સ્વરાજ્યપ્રાપ્તિ પછી, કાયમની શાંતિ સ્થાપવી એ મુશ્કેલ છે.] જે સિપાઇ ગાંડાતુર થઈ કુકરી સમણતો ગાંડા જનાવરની પેઠે ફાવે તેમ દોડાદોડ કરે છે તે લશ્કરમાં રહેવાને નાલાયક છે. આપણે આપણામાંનાં બધા બેતાલ અને બે–લગામ તત્ત્વો પર કાબુ મેળવવો જોઇએ, અથવા તો સરકારનો કર્યો તેમ એવાં નિરંકુશ તત્ત્વોનો પણ ત્યાગ કરી દઇને તેમને એકાકી કરી મૂકવાં જોઇએ. આમ એક જ રીતે આપણે હડતાળિયાઓ તરફ સહાનુભૂતિ બતાવવાનું અને તેમને મદદ કરવાનું રાખવું જોઇએ; અને તે એ કે જ્યારે જ્યારે જે દુઃખો માટે તેમણે હડતાળ પાડી હોય તેના વ્યાજબીપણા

વિષે શંકાને સ્થાન ન હોય, ત્યારે તેમને ધનધાન્ય ઇત્યાદિથી બનતી મદદ પહોંચાડીને આપણે તેમને તેમની લડતમાં ટટ્ટાર અને મક્કમ રાખવાને બનતું કરવું. બીજી બધી હડતાળોને અટકાવવાને આપણે આગ્રહપૂર્વક મથવું જોઇએ. આપણે મૂડીનો કે મૂડીવાળાઓનો નાશ નથી માગતા; આપણે તો મૂડીદારો અને મજુરો વચ્ચેનો નાતો સરખો કરવા માગીએ છીએ. આપણે તો મૂડીદારોને આપણી જોડે જોડવા માગીએ છીએ. આ સ્થિતિમાં એક હડતાળ પ્રત્યે લાગણી દર્શાવવા બીજી હડતાળો પડાવવી એ મૂર્ખાઈ લેખાય.



# ૮. અન્યાયી રાજ્યનીતિ.

૧. સંયુક્ત પ્રાંતના મૉડરેટોના ડેપ્યુટેશનને જવાબ આપતાં નામદાર વાઇસરૉયે કરેલા ભાષણમાં ગઇ ગુજરી વિસરી જવાનો ઉપદેશ કર્યો છે. તે નામદારને યાદ દેવડાવવાની જરૂર છે કે તેમણે હિંદુસ્થાનને કરેલો ઉપદેશ ફોકટ છે. તેમણે હિંદુસ્થાનને જે અશકય છે તે કરવાનું કહ્યું છે. શું મૉડરેટો કે શું નૅશનાલિસ્ટો, શું સહકારીઓ કે શું અસહકારીઓ, શું હિંદુ કે શું મુસલમાન, શું શીખ, જૈન, પારસી, ખ્રિસ્તી કે શું યહુદી—જે જે કોઇ પોતાને હિંદી કહેવડાવે છે તે એકેએક પક્ષે અને કોમે ખિલાફત અને પંજાબના અન્યાયનું નિવારણ કરવાનો પોતપોતાની ઢબે આગ્રહ કરેલો છે અને કરી રહ્યા છે. વાઇસરૉય સાહેબ પોતે હજુ ખિલાફતની તરફેણમાં મથી રહ્યાનું જાહેર કરે છે. એઓ હિંદી મુસલમાનોને અગર તેમના હિંદુ ભાઇઓને એ અન્યાય સુદ્ધાં ગળી વિસરી જવાનું નથી કહેતા એ ગનીમત છે.

૨. પણ પંજાબના અન્યાયને તો એઓ હવે સાફ વિસારી દેવાનું જ કહી રહ્યા છે! કોકેન કે કલૉરોફૉર્મ આપીને દર્દને હંમેશનું વિસારી દેવાનું દાક્તર કહે તેટલું જ આ અશકય છે. પંજાબનો ઘા એ વહેતો જખમ છે, અને વહેતો જખમ તેનું હાડનું ઝેર બધું જ સાફ ન નિકળી જાય, ત્યાંસુધી જેમ ન રૂઝાય તેમ પંજાબનો જખમ પણ તેના પશ્ચાત્તાપશૂન્ય બેઇમાન નોકરોને મળતાં પેન્શન અને તેમની ચાલુ નોકરીઓ રૂપી ઝેર સાફ ન ધોવાય, ત્યાંસુધી કોઇ રીતે રૂઝાય તેમ નથી. નામદાર વાઇસરૉય એમ માને છે કે અન્યાયી અમલદારોની ઉંચા

હોદ્દા ઉપર નિમણુંક જોઇને હિંદુસ્થાનને સુખ થવું છે ? વાઇસરૉય સાહેબ પોતાની અને પોતાની સરકારની નિખાલસતા માટે તેમ જ તેમના હેતુઓ શુદ્ધ હોવા માટે યશ માગે છે. એ યશના એમને હક્કદાર માનીએ, તો પછી તેની સાથે જ એમ કહેવું પડે છે કે મુદ્દાની બાબતો વિષે સરકાર અને પ્રજાની દૃષ્ટિ વચ્ચે ધરમૂળનો જ તફાવત છે. અને જ્યાંસુધી વાઇસરૉય સાહેબ અને તેમની સરકાર ચાહે તેટલી નિખાલસતાથી પણ હિંદુસ્થાનને એમ કહી રહેલા છે કે જેમણે તેની જોડે ભલે તેની દૃષ્ટિએ પણ બે-ઇમાની કરીને પોતાનું લૂણ હરામ કીધું, તેમનાં પેન્શન ચાલુ રહે અને તેઓ પોતાના હોદ્દાઓ ઉપર કાયમ રહે કે પ્રમોશનો મેળવે એ બધું તમે મીઠું કરીને માની લો અને ગઇગુજરી વિસરી જાઓ, ત્યાંસુધી સરકાર અને પ્રજાને એક થવાનો કશો જ સંભવ નથી. જો અમને જવાબદારીભરી સત્તા મળ્યાની હકીકતમાં લેશ પણ સત્યનો અંશ હોય, તો જેમણે અમારૂં ભયાનક બૂરૂં કીધું એમ અમે માનતા હોઇએ, તેમને નોકરીમાંથી કહાડી નાખવા પૂરતી પણ શું અમને સત્તા ન હોય ? મને તો આ બે મહાન્ અન્યાયની સૌ પહેલી ભરપાઈ એ એક જ એવી કોઇ પણ સત્તાની એકમાત્ર સાચી કસોટી લાગે છે.

૩. ખિલાફતના પ્રશ્નમાં થઇ રહેલો અન્યાય સરકાર કબૂલ કરી રહી છે. પંજાબનો અન્યાય તો નિર્દોષોનાં લોહીથી લખાયેલો છે. અમે પણ કબૂલ કરી લીધું કે અમે અમૃતસરમાં, કાસૂરમાં ગુજરાંવાલામાં પાપ કર્યાં. એની ભરપાઇ પણ અમારે ગળાસુધી કરવી પડી. અમે પેટે ચાલ્યા, નાક ઘસ્યાં, લાતો ખાધી ! અમારા આત્માને દળી કહાડવાના પ્રયત્નોમાં મણા ન મૂકાઇ. દોષી, નિર્દોષી સૌ કોઇને સામટા ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા ! અમે જાતે અમારાં પાપના ખુલ્લે મોંએ અનેક સભાઓમાં જાહેર એકરાર કર્યાં. અપરાધી અમલદારોની તેવી કશી નામોશી કરવાની તો અમારી માગણી જ નથી. અમે તો એટલું જ માત્ર માગી રહ્યા

છીએ કે તેઓ અમારે માથે અમારા શેઠ તરીકે ન જોઇએ. એક અંગ્રેજ અમલદારે એક વાર મને ખુલ્લા દિલથી કહ્યું કે સર માઇકલ ઓડવાયર કે જનરલ ડાયરને પેન્શનમાંથી બાતલ કરે એવા તંત્રનો નોકર રહીને તેવા કામમાં ભાગીદાર થવા કરતા પોતે તો રાજીનામું જ આપી દે. મેં એને કહ્યું કે જોકે હું એની જોડે મળતો નહોતો થઇ શકતો છતાં હું એનું વલણ સમજી શકતો હતો. સેંકડો હજારો અંગ્રેજ સ્ત્રીપુરુષ એવું માનનારાં પડયાં છે કે સર માઇકલ ઓડવાયર તથા જનરલ ડાયરે સામ્રાજ્યને અને તેમના જાતીયે માનને બચાવ્યું. એ પણ સંભવિત છે કે હું પોતે જો અંગ્રેજ હોત અને ચાહે તેમ થાય તોપણ હિંદુસ્થાનનો કબજો હાથથી ન જવા દેવાનો આગ્રહી હોત, તો હું પોતે પણ કદાચ એમની પેઠે જ માનત. પણ હું એમ માનું છું કે જ્યાંસુધી એવું વલણ કાયમ છે, ત્યાંસુધી એવી સરકાર અને પ્રજા વચ્ચે સહકાર એ અશકય વસ્તુ છે. દેશના તંત્રમાં સરકાર જોડે સહકાર કબૂલ કરવામાં એમના ઉપલા વલણનો સ્વીકાર કઇ રીતે સમાયેલો છે એ વાતનું એકમાત્ર અસહકાર જ સરકારને ભાન કરાવશે.

૪. જો પંજાબ અને ખિલાફતના ઇન્સાફ મળી જાય તો સ્વરાજ્યની લડતનું બાકીનું કામ હું બીજા આગેવાનોને સોંપી દઈ નિવૃત્ત થઇ જાઉં. કારણ હિંદુસ્થાન જે દહાડે આ બે મહાન્ અન્યાયોનો ઇન્સાફ મેળવી લેવા જેટલું સામર્થ્ય બતાવી શકશે હશે તે દહાડે પછી સ્વરાજ્ય સ્થાપવું એ તો માત્ર માગ્યું મોકલી દેવા ખબર આપવા જેવી જ વાત રહી હશે. દરેક અન્યાયનો ઇન્સાફ મેળવવાની અને ડાયરશાહી તેમ જ લૉઇડજ્યૉર્જશાહી ન થવા દેવાની લોકોમાં શક્તિ આવે એટલે એથી સ્વરાજ્ય કંઇ બીજું રહ્યું એમ મને નથી લાગતું. માઇકલ ઓડવાયરનો પંથ જાલિમનો છે અને લૉઇડ જ્યૉર્જનો વિશ્વાસઘાતનો છે. આ બે પંથ રૂપી દૈત્યોનો આપણે પહેલો નાશ

કરીશું ત્યારપછી જ આપણે સ્વરાજ્ય ચલાવવાને લાયક હોઇશું. પંજાબ અને ખિલાફતનો પ્રથમ ફડચો થયા સિવાય કોઇ જાતની સમાધાની થવી અસંભવિત છે. સ્વરાજ્યની યોજનાઓ ઉપર ચર્ચા કરવાનો સમય કોઇ પણ જાતની સમાધાનીમાં અત્યારે અંતરાય રૂપ એવા આ બે મહા અન્યાયો દૂર થયા પહેલાં સંભવતો જ નથી. એ અન્યાયો દૂર થવાની આશા ન હોય તો પછી હિંદુસ્થાનને સંપૂર્ણ સ્વાધીનતા સિવાય બીજું ધ્યેય જ ન હોઈ શકે.



# ૯. અન્યાયની ભરપાઇ.

૧. બ્રિટિશ સત્તામાં ભૂલને અવકાશ જ નથી એ હંમેશનો દાવો પોતાના ભાષણમાં નામદાર વાઇસરૉય પોતે પણ કરી લેતાં ખંચાયા નહિ. આ દેશમાં જાતીય અસમાનતા એટલે કે કાળાગોરાની મોટપ–નાનપના ભેદનું નામનિશાન સરખું ન જ હોઇ શકે અને ન હોવું જોઇએ એ વાતને તો એમણે અબાધિત સિદ્ધાંત રૂપે, 'શંકાના ઇલાકાની સાવ બહારની' તરીકે જ ગણાવી ! હું તેઓ નામદારને નમ્રપણે કહેવાની રજા લઉં છું કે આજના હિંદીને માટે આના જેટલી હડહડતી ખોટી અને બનાવટી વાત બીજી એકે નથી. કારણ તેનો જાતિઅનુભવ—પછી તે પોતે ગમે તેવડા મોટા દરજ્જાનો હિંદી કેમ ન હોય—એ દાવાને ડગલેડગલે જૂઠો પાડે છે. હરકોઇ સામાન્ય અંગ્રેજની સામું જૂઓ. પોતાની જાતિની વડાઈનો ખ્યાલ પાછળ તેને ઘેલો જોશો. એ ખ્યાલ આજે એનો લગભગ ધર્મ થઈ પડયો છે. વળી તે પોતાના આ ખ્યાલને ઢાંકવાની પણ કશી જ જરૂર જોતો નથી. જેમ વસાહતોમાં તેમ આ દેશમાં પણ એ ખ્યાલ ડગલે ને પગલે અંગ્રેજો ઉપર લદાય છે. કાયદાપોથીમાં પણ એ મોજૂદ છે. ભૂતકાળની અનેક ભૂલોને માટે ખુલ્લા દિલનો એકરાર અને તેને પરિણામે 'જાગ્યા ત્યાંથી સવાર' ગણી નવે ચોપડે નવા પાનાથી શરૂઆત કરવાની નિખાલસતા સરકારમાં સાંપડતી નથી.

૨. હિંદી સરકારને સૂચવવાની રજા લઉં છું કે જો તે નામદાર અસહકારીઓને નિઃશસ્ત્ર કરી મૂકવા આતુર હોય તો સર્વ પ્રકારની રાજ્યદ્વારી ચાલાકી છોડી દઇ સાવ નિખાલસ વૃત્તિ અખત્યાર કરવી

એ જ તેમને માટે એકમાત્ર ધોરીમાર્ગ છે. અસહકારીઓ આશ્રય કે રક્ષણની શોધમાં નથી; તેમને તેની જરૂર પણ નથી. અને સરકાર પણ અધિકારીવર્ગના ગુન્હાઓને ઢાંકવાનો પ્રયત્ન ન કરે એવી સાભી આશા હું તેમની પાસેથી રાખું.

૩. હકીકત એ છે કે શું આજના હિંદુસ્થાનમાં કે શું આવતી કાલે ઘડાઇ તૈયાર થનારા હિંદુસ્થાનમાં, અધિકારનો દોર ચલાવનારા વર્ગને સારૂ હવે સ્થાન રહ્યું નથી. તેથી વાઇસરૉય સાહેબ પણ જો "એવા ઇન્સાફના પાયા ઉપર રચાયેલું જે રાજ્ય અહિં ચલાવવાનો અમારો (અંગ્રેજોનો) ઇરાદો છે તેને હિંદીઓ પૂરા દિલથી ઝીલી લેશે" એ પોતાની માન્યતાને વળગી રહેશે, તો તેમને તરત જ પોતાની ભૂલ જડી આવશે. હું ભવિષ્ય કહું છું કે હિંદના ભાવિ ચણતરમાં હવે અંગ્રેજોના હેતુઓ શું છે અને તેઓ શું ઇરાદો રાખે છે તેને હિસાબમાં વજન નહિ મળે; હિંદીઓ પોતે શું ઇરાદો રાખે છે, તેનો જ હિસાબ ગણાશે. પોતાનો કારભાર ગમે તે રીતે પણ જાતે ચલાવવાનો તેઓ વધુ અને વધુ આગ્રહભર્યો દાવો કરી જ રહ્યા છે. ગમે તેટલું સુંદર સુરાજ્ય પણ સ્વરાજ્યની ગરજ સારી શકે નહિ એ તેઓ હવે જોતા થવા લાગ્યા છે.

૪. ભવિષ્યના કોઇ એક અચોક્કસ કાળે હિંદને માટે ઉજ્જવળ ભાવિ સરકાર જોઇ રહી છે, જ્યારે બધા હિંદીઓ નહિ તો ઓછામાં ઓછું અસહકારીઓ તો એકેએક એમ જ માનનારા છે કે હિંદનું ભારે ઉજળું ભવિષ્ય અત્યારે આ ઘડીએ પણ ચાલુ રાજ્ય તંત્રને હાથે છિન્નભિન્ન થઈ રહ્યું છે. કારણ એ રાજ્યતંત્ર જ પ્રજાને સદાને માટે નહિ, તોપણ કાળના કાળ સુધી ગુલામીમાં ડૂબેલી રાખવાની ખાસ કુંચીઓ સાથે હેતુપૂર્વક તૈયાર કરવામાં આવ્યું છે. કેટલીક વાર બે દૃષ્ટિ વચ્ચેનું અંતર જ તેના આદર્શને પણ એકબીજાથી જૂદા પાડી દે છે, તેમ જ્યારે કોઇ વ્યક્તિ હિંદને

માટે દૂરના ભવિષ્યને સારૂ સ્વતંત્રતાના આદર્શને કબૂલ રાખી હાલને માટે સગીરની દશામાં સંતોષ માનવાની હિમાયત કરે છે, ત્યારે હું કહું છું કે હિંદી પ્રજાના આદર્શથી એ આદર્શ સાવ જૂદો છે. સ્વરાજ્ય એ તો લોકમાન્ય કહેતા તેમ હિંદુસ્થાનનો ગળથુથીનો હક્ક હોવો જોઇએ. એ હક્કના ભોગવટાથી આટઆટલા કાળથી એને વંચિત રાખવામાં આવ્યું છે, તેથી હિંદી પ્રજામાં આજે અધીરાઇ જોવામાં આવે એમાં નવાઇ શી ?

૫. આટલી ચર્ચા પછી કદાચ હિંદીસરકારને વધુ સારી રીતે સમજાશે કે કર્મોના પ્રાયશ્ચિત્તરૂપે આજે સરકાર તરફથી લેવામાં આવનાર હરેકોઈ પગલાંને વિષે જ્યાંસુધી તે પગલું પ્રાયશ્ચિત્તનું માપ પૂરૂં ભરી કહાડવા ઓછું પડતું હશે, ત્યાંસુધી તે ગમે તેવું નિખાલસ દેખાતું હશે અને કેટલાકનું તેથી સમાધાન પણ થાય તેવું હશે તોપણ ઓછામાં ઓછું અસહકારીઓને તો તેના મૂળમાં રહેલી દાનતની શુદ્ધતા વિષે શક જ રહેવાનો. તેઓ તો એવા પ્રયત્નમાં હિંદને ગુલામીની યાતનાઓમાં રાખવાની મુદત બની શકે તેટલી લંબાવવાનો હેતુ જ જોશે. હિંદુસ્થાનમાં અંગ્રેજી રાજ્યને આજે કલંક લાગ્યું છે. જલિયાંવાલાના નિર્દોષ શહીદોનાં ખૂન અને ઇસ્લામના દ્રોહના તેને ડાઘ લાગ્યા છે; અને જેમ ચોકખું દૂધ પણ ઝેરવાળા કટોરામાં પડતાં હરેકોઇ વિચારશાળી માણસ તેને ઝેર જ કહે, તેમ બ્રિટિશ સરકારના પણ એકેએક કૃત્ય સામું હિંદુસ્થાનમાં આજે તેની (ઇંગ્લાંડની) અત્યારની ઇજ્જતને હિસાબે જ હરેકોઈ દ્વારા જોવાય એ દેખીતું છે. હિંદુસ્થાનની અશાંતિ એ અશાંતિનાં મૂળ કારણો શોધી કહાડીને તેને જ દૂર કર્યાથી અગર તો છેવટ તેનો ઇલાજ કર્યાથી જ મટી શકે એમ છે; ગમે તેવી ભારે પણ ચાર હક્કો કે છૂટોની મખલાળથી, આજની કડવાશને ઢાંકવાનો પ્રયત્ન કર્યાથી નહિ. જેના શરીરમાં રાજરોગે ઘર કર્યું છે, તેને બહારથી સુંઠ ચોળ્યે શી કળ વળવાની હતી ?

૬. [હિંદી પ્રજાની અશાંતિનું મૂળ પંજાબ, ખિલાફતના અન્યાયો છે.] પંજાબને વિષે આપણી એવી કઇ માગણી છે કે જેનો સ્વીકાર કરવો સરકારને સારૂ અશક્ય છે? મૌલાના શૌકતઅલી અને સર માઇકલ ઓડવાયર બન્ને પેન્શનની બાબતમાં એક જ પ્રકારના અમલદાર હતા. છતાં મૌલાના શૌકતઅલીનું પેન્શન રદ કરતાં સરકારે કોઇને પૂછ્યું નહિ. પણ સર માઈકલ ઓડવાયર અને જનરલ ડાયરનાં પેન્શન બંધ કરવાં સરકારને આજ ભારે પડે છે, કારણ સીધું છે. જેને સરકાર ભલા અને રાજ્યના ખેરખ્વાહ માને છે, તેને આપણે દુશ્મન માનીએ છીએ. સરકાર સર માઈકલ અને જનરલ ડાયરની ભૂતકાળની નોકરી ભૂલી જવા નથી માગતી, જ્યારે આપણે મન તેઓની આગલી ચાકરીની કિમ્મત કંઇ જ નથી અને પંજાબમાં સને ૧૯૧૯ની સાલમાં તેઓએ હિંદુસ્થાન પ્રત્યે કરેલી બેવફાદારી આપણને આજે પણ સાલે છે.

૭. હું ખાત્રીપૂર્વક કહું છું કે આ સલ્તનત પંજાબ અને ખિલાફતના સંબંધમાં ઈન્સાફ નહિ આપે, તો જરૂર ઉખડી જશે. એ પણ કહું છું કે પ્રત્યેક હિંદીની ફરજ છે કે સચ્ચાઈ અને ઈન્સાફને રસ્તે રહીને બધાઓએ સલ્તનતને ઉખેડવા માટે બનતું કરવું—એ જાલિમને નાબૂદ કરવું—એ ખુદાના હૂકમને માનવા બરોબર છે.



# ૧૦. સવાલજવાબ.

૧. સ૦—ખિલાફતને આપ સમજી શકતા નથી? કે હિન્દુ અને મુસલમાન ધર્મ વચ્ચેનો અનિવાર્ય વિરોધ ઢાંકવા માગો છો?

જ૦—ખિલાફતને હું ન સમજું એ બને—જોકે મેં યથાશક્તિ અભ્યાસ તો કર્યો જ છે. મુસલમાન અને હિંદુ ધર્મ વચ્ચે અનિવાર્ય વિરોધ છે એમ હું માનતો નથી. જો હોય તો તેનો અર્થ એમ થયો કે હિંદુ-મુસલમાને તો હમેશના દુશ્મન રહેવું રહ્યું. માણસજાતે હંમેશાં અરસ્પરસ દુશ્મન રહેવું જોઇએ એમ હું માનતો નથી. ખલીફાએ દશ વર્ષમાં એક વખત ધર્મને ખાતર યુદ્ધ કરવું જ જોઇએ એવો નિયમ હું જાણતો નથી. ક્રુઝેડ પછી ધર્મને ખાતર યુદ્ધ થયાનું મેં જાણ્યું નથી. આફ્રિકામાં મેં કંઈ એવું નથી જોયું કે જેથી જઝીરત-ઉલ-અરબનો કબજો મુસલમાનોનો ન હોવો જોઇએ એવું મને સૂઝે.

૨. સ૦—મુસલમાનોને ખિલાફતનું કંઈજ લાગતું નથી. તમે જ ઘોંચીઘોંચીને તેમને જગાડ્યા છે. શું મુસલમાનો ધારાસભાના ઉમેદવાર નથી થયા? શું ધનવાન્ અને ભણેલા મુસલમાન તમારી ચળવળમાં ભાગ લે છે?

જ૦—મેં મુસલમાનોને જગાડ્યા છે એવો દાવો મારાથી થાય જ નહિ. તેઓને જગાડનાર તો અલી ભાઇઓ છે. મેં તો મારો ધર્મ જાણી તેમને મારી મદદ આપી છે. ભણેલા આદિ મુસલમાનો પોતાનું ભાન ભૂલ્યા છે એ નવાઇની વાત નથી, એ આ જમાનાની તાસીર છે. આમ મુસલમાન અલી ભાઇઓની સાથે જ છે.

૩. સ૦—બીજા ખંડના મુસલમાનોને આ સવાલમાં એટલું લાગતું નહિ હોય? કે ભરતખંડના મુસલમાનોએ જ આ બાબતમાં ઇજારો લીધો છે?

જ૦—બીજા પોતાની આબરૂને વેચી આવે, માટે આપણે પણ વેચવી? પણ આ વસ્તુસ્થિતિ તો જૂદી છે? બીજે ઠેકાણે પણ વિરોધાગ્નિ સળગી રહ્યો છે. આપણને કોણ સરખી ખબર આપે છે? આપણી પાસે જે આવે છે, તે પણ બધી ટાંગટોળ માહિતી આવે છે. બાકી જેટલી માહિતી મળે છે તે ઉપરથી પણ ઉસ્તાદો તો સમજી ચૂક્યા છે કે મધ્ય એશિયામાં ભયંકર દાવાનળ ભભૂકી રહ્યો છે. હા, એમ હોય કે બીજે ઠેકાણે અહિંની માફક મુસલમાનો સંગઠિત નથી, તેથી પણ ત્યાંની પરિસ્થિતિની ઓછી ખબર પડે. પણ હિંદી મુસલમાનો આટલા સંગઠિત છે એ તો તેમને શોભાવનારી વાત છે. હજુ કેટલેક ઠેકાણે ખિલાફતના સંબંધમાં બરોબર સમજ ન હોવાનો પણ સંભવ છે, એટલે તેઓ અજ્ઞાનસંતોષમાં પડેલા હોય; પણ આપણે તેમના અજ્ઞાનના અંધારાં ફેડવાં પડશે.

૪. સ૦—બીજા ઇસ્લામી મુલકોનાં મુસલમાનો તો ખિલાફતની સામુ યે નથી જોતા, ત્યારે હિંદુસ્થાનના મુસલમાનો ખિલાફત સંબંધમાં આટલું બૂમારણ મચાવવા કેમ મંડી ગયા છે તે તમે કહી શકો?

જ૦—હિંદુસ્થાન બહારના મુસલમાનો ખિલાફતની સામું નથી જોતા એમ હું જાણતો નથી. પણ તેઓ ન જોતા હોય અને હિંદના મુસલમાનો જૂએ તો મારે માટે તો એમાં આ વાતનો પૂરાવો છે કે હિંદુસ્થાનના મુસલમાનોમાં ધાર્મિક ભાવના બીજા કરતાં વધારે ખીલેલી છે.

૫. સ૦—તુર્કીની માગણી અનીતિમય વા ગેરવ્યાજબી છે, તો સત્ય અને ન્યાયના તમારા જેવા હિમાયતી તેને કેમ ટેકો આપે?

જ૦—મારા મત પ્રમાણે તુર્કીની માગણી કેવળ નૈતિક અને વ્યાજબી છે, ખાસ કરીને એટલામાટે કે તુર્કી જે પોતાનું છે, તે જ જાળવી રાખવા માગે છે અને મુસલમાનોએ ચોકખું જણાવ્યું છે કે

મુસલમાન સિવાયની પ્રજાના રક્ષણ માટે તુર્કી પાસેથી જે ખાત્રીઓ લેવી હોય તે લઇને ખ્રિસ્તીઓને તેમ જ આરબોને પણ તુર્કીના છત્ર નીચે સ્વરાજ્ય આપવું. પણ વાત તો એ છે કે ગેરમુસલમાન અગર ગેરતુર્કી કોમો ઉપર વિદેશી ધૂંસરી કાયમ કરવાની મુસલમાનોની માગણી છે જ નહિ. હિંદી મુસલમાનો આત્મનિર્ણયની સામે છે જ નહિ; પણ આત્મનિર્ણયના બહાના હેઠળ મેસોપોટેમિયા જેવા દેશને ફોલી ખાવાની નીચ તદબીરોનો તેઓ અલબત્ત અંતસુધી વિરોધ કરશે; આર્મિનિયાની સ્વતંત્રતાને સુરક્ષિત બનાવવાનુ જૂઠું બહાનું આગળ ધરીને તુર્કીનો અને તે દ્વારા ઇસ્લામનો તેજોવધ કરવાના નિશ્ચિત પ્રયત્ન સામે તો તેમણે થવું જ રહ્યું.

૬. સ૦—દલીલ ખાતર માનો કે તેમની માગણી વ્યાજબી છે, તોપણ તુર્કો અશક્ત, બાયલા, અને નિર્દય છે, તેથી તેઓ મદદને પાત્ર નથી એ શું ખોટું છે?

જ૦—તુર્કોને હું અશક્ત, બાયલા કે નિર્દય માનતો નથી. તેમનામાં અવ્યવસ્થા તો છે જ અને સારા સરદારો ન હોય એવો સંભવ છે. તેમને ભારે લશ્કર સામે લડવું પડ્યું હતું. જેમની સત્તા છીનવી લેવી હોય, તેઓ અશક્ત બાયલા કે ક્રૂર છે એવી દલીલ આપણે હંમેશાં સાંભળીએ છીએ. જૂલમ ન થવા પામે તેવી શરત પણ તુર્કો સાથે કરી શકાય તેમ છે.

૭. સ૦—વળી ભલે તુર્કી જે માગે છે તેને માટે લાયક હોય, તોપણ હિંદુસ્થાનને આ આંતરરાષ્ટ્રીય તકરારમાં શામાટે નાખવું જોઇએ ?

જ૦—હું કહી ગયો છું કે હિંદના મુસલમાનોની ખાતર જ હું તુર્કીના સવાલમાં પડ્યો છું. બાકી તો ઓસ્ટ્રિયાના કે પોલાન્ડના લોકો જેટલી જ મારે તુર્કોની પણ પડી હોય, પણ એક હિંદી તરીકે મારે મારા દેશી ભાઇઓના દુ:ખમાં ભાગ લેવો જ જોઇએ. તેથી જો હું મુસલમાનોને મારા ભાઇ સમાન ગણું, તો તેમની માગણી મને વ્યાજબી જણાય એટલે તેમના દુ:ખમાં મારે સહાય કરવી જ જોઇએ.

૮. સ૦—હિંદુસ્થાનના મુસલમાનોએ આ વિષયમાં માથું મારવું જોઇએ નહિ. હજી તેઓને રાજકીય મહત્ત્વાકાંક્ષા હોય, તોપણ તેઓ હવે પ્રયત્ન કરી ચૂકયા છે અને તેઓ નિષ્ફળ થયા છે, તેથી હવે તેઓએ હાથ જોડીને બેસવું જોઇએ. જો આ લડતને તેઓ ધાર્મિક લેખતા હોય તો અત્યારની પરિસ્થિતિ પ્રમાણે હિંદુઓને તેમાં કશું લાગતું વળગતું નથી. ખાસ કરી મુસલમાનો અને ખ્રિસ્તીઓ વચ્ચેનો ધાર્મિક કજીઓ તેમણે ઉછીનો લેવો જોઇએ નહિ એ શું ખરૂં નથી?

જ૦—આ પ્રશ્નમાં હિંદુઓ મુસલમાન સાથે કેટલે અંશે જોડાઈ શકે, તે સવાલ છે. આ એક લાગણી અને માન્યતાનો વિષય છે. એક વ્યાજબી લડતમાં-જો તેના સાધનો તેના હેતુ જેવા શુદ્ધ હોય, તો-મારે મારા મુસલમાન ભાઇઓ સાથે અંતસુધી લડવું જોઇએ. મુસલમાનોની લાગણી હું રોકી નથી શકતો. ખિલાફતનો સવાલ એ તેઓનો ધાર્મિક સવાલ છે અને તેને માટે તેઓએ પોતાના પ્રાણના ભોગે પણ ન્યાય મેળવવો જોઇએ એવું મુસલમાન ભાઇઓનું કથન મારે સ્વીકારવું જોઇએ.

૯. સ૦—સુલતાને તો સલાહનામા ઉપર મતું મારી દીધું છે. હવે આપણી ધમપછાડથી શો ફાયદો?

જ૦—સને ૧૯૧૮ માં લૉઇડ જ્યૉર્જે આપેલું વચન સૌને યાદ હશે. તેમણે સ્પષ્ટ કહેલું કે 'જગમશહુર થયેલા ફળદ્રુપ પ્રદેશો થ્રેસ અને એશિયા માઇનર—તુર્કી સલ્તનત પાસેથી છીનવી લેવાનો અમારો હેતુ નથી. આ લડાઇ એ હેતુથી નથી લડાતી, કે નથી તે કુસ્તુનતુનિયા પડાવવા માટે. તે વખતે આમની સભામાં જે ચર્ચા થઇ હતી તે દરમિયાન લૉઇડ જ્યૉર્જે વધારે ખુલાસો કરેલો કે 'તુર્કી કે તુર્કીના સુલતાનને માટે આ વચન નથી આપવામાં આવતું. આ હિંદુ-મુસલમાનોને રીઝવવા આપવામાં આવે છે. લડાઇમાં હાલ કટોકટીનો પ્રસંગ છે, અને હિંદી લશ્કર વિના કાંઇ વળે

એમ નથી. હિંદના મુસલમાનોને રીઝવ્યા વિના એ લશ્કર ન આવે, માટે જ વચન આપવામાં આવ્યું છે.' આ વચનના આધારે તો માણસોના થોકેથોક લડાઇમાં જોડાયા. એટલે તુર્કીના સુલતાને મતું માર્યું. તેની તો ફૂટી બદામ જેટલી કિમ્મત નથી. મુસલમાનોની મદદ લેવા માટે જે કરાર થયેલા તે મદદ લીધા પછી તૂટ્યા છે એ જ મુસલમાનોની ફરિયાદ છે, અને અહિં હું ધર્મની વાતમાં તો ઉતરવા માગતો નથી, પણ ટૂંકામાં તમને કહી દઉં કે મુસલમાન દીનની વિરુદ્ધ સલાહ કરવાની કોઇ પણ સુલતાનની મગદુર નથી. સુલતાન એમ પારકું ઘર ભાડે આપી શકતા નથી. અને સુલતાન એમ કરે તો સુલતાનને તો તરત મુસલમાનો રૂખસદ આપી શકે છે. અને સુલતાન તો કુસ્તુનતુનિયામાં નામનો રાજીઓ થઇને બેસી રહેવાને ભલે તૈયાર હોય, પણ કુસ્તુનતુનિયા સાથે ઇસ્લામને એટલી લેવાદેવા નથી કે જેટલી જઝીરત-ઉલ-અરબની સાથે છે. આ લડત મુસલમાન દીનની આબરૂને સારૂ, મોભાને સારૂ છે.

૧૦ સ૦—મુસલમાનોનાં પવિત્ર સ્થળો તુર્કીનો સુલતાન સાચવી ન શક્યો એટલે હવે તેને ખલિફા ગણાવાનો કાંઇ હક્ક રહ્યો છે?

જ૦—હિંદુને આ પ્રશ્નનો ઉત્તર ભાગ્યે જ આપવાનો હોય. પણ હું ઉત્તર અપવા હિમ્મત કરૂં છું. ખિલાફત તુર્કોના હાથમાં એટલામાટે છે કે સેંકડો વર્ષોથી તેઓ બહાદુરીથી તેનો બચાવ કરી રહ્યા છે. સુલતાન હવે બચાવ કરવામાં નિષ્ફળ નિવડયો હશે, પરંતુ તુર્કો નિષ્ફળ નિવડ્યા નથી. ખિલાફતની ચળવળ એક વ્યક્તિને માટે નહિ, પણ એક ઐહિક, ધાર્મિક અને રાજકીય ભાવનાને માટે છે. તુર્કો જો તેનું રક્ષણ નહિ કરી શકે અને દુનિયાના મુસલમાનો પોતાના મનના તથા સક્રિય સહાનુભૂતિના બળથી કંઇક પ્રયત્ન કરીને તુર્કીને મદદ નહિ કરી શકે, તો તુર્કોને અને બીજા મુસલમાનોને બેહદ નુકસાન થશે. આવો બનાવ તો આખી દુનિયાને એક આફત સમાન ગણાય, કારણ હું માનું છું કે ખ્રિસ્તીધર્મને અથવા બીજા કોઇ ધર્મને દુનિયામાં જે સ્થાન છે તેવું જ

ઇસ્લામને પણ છે. તુર્કોને તેમની આફતના સમયમાં મદદ કરવી એ શૂરવીરતા અને ઉદારતા છે.

૧૧. **સ૦**—ખિલાફતની ચળવળમાં મુસલમાનો જો ખૂનામરકી કરવા બેસે તો આપ તેમને મદદ કરો ખરા ?

**જ૦**—ખિલાફત બાબતમાં મારૂં ચોકખું કામ મુસલમાન ભાઇઓને પ્રિય લાગ્યું છે. તેમની વાત ઇન્સાફ ઉપર હોય અને તેઓ ખૂનામરકી વિના લડે, ત્યાંસુધી હું તેઓને પ્રાણ દઉં. તેઓ ગેરવ્યાજબી માગણી કરે, તો હું તેઓની સામે પણ સત્યાગ્રહ કરૂં. આ મારાં વાકયો તેઓને ગમ્યાં છે, તેમાંથી તેઓ બળ લઇ શકયા છે. હિંદુ-મુસલમાન બધાને સત્યનો આગ્રહ તેઓ પોતે પાળે યા ન પાળે પણ ગમ્યો છે, તેથી તેઓ મારી ઉપર પ્રેમ ઢોળી રહ્યા છે. જ્યારે મારો આગ્રહ તેમની સામે વાળવાનો સમય આવે, ત્યારે તેઓ મારો તિરસ્કાર પણ કરે. જે પ્રેમ કરે, તેને તિરસ્કાર કરવાનો પણ હક્ક હોય.

૧૨. **સ૦**—અસહકારથી ખિલાફતના સવાલનો શી રીતે ફડચો થવાનો ?

**જ૦**—આનો ઉત્તર તો ઉઘાડો જ છે. સરકારના સાંધેસાંધા અસહકારને લીધે રહી જશે, એટલે સરકાર ઠેકાણે આવશે. સુલેહની શરતોમાં ફેરફાર શામાટે ન થાય ? અને એમ સમજો કે અહિંનું શાસકમંડળ ફેરફાર ન કરાવી શકે તો તેણે અહિંથી વિદાય લઇ લેવી જોઇએ. તેમને વિદાય થવું પડે એવી સ્થિતિ, આ નિર્દોષ હથિયારના બળે કરીને આપણે ઉત્પન્ન કરી શકીએ છીએ, અને એ ગુન્હાના કરનારા અહિંથી વિદાય થાય એટલે આપણી ગરજ સરી. મુસલમાનોને પછી તેમની સાથે કશી વઢવાડ રહેવાની નથી.

૧૩. **સ૦**—હિન્દી સરકારે તો મુસલમાનોને બધી જોઇતી સહાય આપી છે, તેથી હિન્દુસ્થાનની સરકારનો અસહકાર વ્યાજબી કેમ ગણાય ?

જ૦—મારી અલ્પ મતિ પ્રમાણે જોકે હિન્દી સરકારે ઘણું કર્યું છે, તોપણ જેટલું કરી શકત અને હજુ પણ કરી શકે તેનું તો તેણે અર્ધું પણ નથી કર્યું. કોઇ પણ સરકાર મુસલમાનોને જેવી લાગણી છે તેવા પ્રકારની લાગણીને સમયે માત્ર પોકાર ઉઠાવ્યા ઉપરાંત કાંઈ પણ કાર્ય ન કરીને પોતાની મુક્તિ મેળવી શકતી નથી. જે માણસ ભૂખે મરે છે તેના પ્રત્યે મુખનાં વચનોથી બતાવેલી લાગણી ગમે તેટલી તીવ્ર હોય, તોપણ તેની કંઇ કિમ્મત નથી. ભૂખે મરતાં માણસને અનાજ જોઇએ, નહિ તો તેને મરવું જ પડે. એવે અણીને ટાંકણે જે આવશ્યક છે તે તો એ છે કે ભૂખે મરતાની ભૂખ મટાડવાને સારૂ જે સાધનો એકઠાં કરવાં જોઇએ તે સાધનો લાવવામાં રોકાઇ જવું. જો હિન્દની સરકાર ઇચ્છે તો આ હિલચાલનું સેનાપતિપણું કરી શકે છે અને એક બ્રિટિશ પ્રધાને આપેલા વચનને પળાવી શકે છે. શું હિંદી સરકારે મી૦ લૉઇડ જ્યૉર્જે પોતાના વચનનો ભંગ કર્યો છે તેનો અણગમો બતાવવાની નિશાની દાખલ રાજીનામું મોકલ્યું છે ? હિંદની સરકારે પોતાનાં છૂપા લખાણોની પાછળ છૂપી જઇને પોતાનો બચાવ કેમ કર્યો ? આથી પણ ઓછે કટોકટીને વખતે લૉર્ડ હાર્ડિંગે ચાલુ પદ્ધતિનો ત્યાગ કરી દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓનો ખુલ્લી રીતે પક્ષ ખેંચ્યો હતો, અને તેથી તેઓ હિંદમાં તે વખતે ઉભરાઇ ગયેલા ગુસ્સાને રોકી શકયા. જોકે તેથી દક્ષિણ આફ્રિકામાં ત્યાંનું પ્રધાનમંડળ અને બ્રિટનમાં કેટલાક જાહેર માણસો ગુસ્સામાં આવી ગયા તેની તેમણે દરકાર ન કરી. હિંદુસ્થાનની હાલની સરકારે શું કર્યું ? વધારેમાં વધારે તો એ જ કે તેમણે મુસલમાનોની લાગણી યોગ્ય સ્થળે રજુ કરી છે અને તેને ટેકો આપ્યો છે. એ તો એ સરકારે પોતાની ઓછામાં ઓછી ફરજ બજાવી ગણાય. નામોશી વહોરી લીધા સિવાય એથી પણ કાંઇ ઓછું હિન્દી સરકાર કરી શકત. હિન્દના મુસલમાનો અને બીજા બધા આવે સમયે હિંદુસ્થાનની સરકારની જે આશા રાખે છે તે એ નહિ કે એ સરકાર ઓછામાં ઓછું

કરે, પણ તેણે વધારેમાં વધારે કરવું જોઇએ. આથી પણ નાનકડા સવાલોને સારૂ વાઇસરૉયોએ રાજીનામાં મોકલાવ્યાં છે. થોડા વર્ષ પહેલાં એક લેફ્ટનન્ટ ગવર્નરે પોતાનો મરતબો ઓછો થયેલો જોયો, તેથી રાજીનામું આપેલું. ખિલાફતના સવાલમાં તો લાખો મુસલમાનોના દિલને ભારે જખમ પહોંચે એવી વાત છે. તેથી હિન્દી સરકાર અને તેની મારફતે વડી સરકારને પોતાની ફરજ અદા કરવાની ફરજ પાડવાને ખાતર હું મુસલમાનોને સંપૂર્ણ મદદ દેવા હિંદુસ્થાનમાં વસતા દરેક અંગ્રેજને અને દરેક મૉડરેટ કે એકસ્ટ્રીમિસ્ટ હિન્દુને નોતરૂં છું.

૧૪. સ૦—રાજયમાન્ય ઉપાયો ઉપરથી તમારો વિશ્વાસ ઉઠી ગયો છે?

જ૦—ના. હરગીઝ નહિ. રાજયમાન્ય ઉપાયોનો શિરોમણિ આ ઉપાય છે. આ સિવાયના બીજા ઉપાયોમાં મારો વિશ્વાસ ઉઠી ગયો છે ખરો. મેં કેટલા અને કયા કયા ઉપાયો લીધા એની તમને અને દેશને મેં ખબર નથી આપી. મારૂં ફાવ્યું હું બધું કરી ચૂકયો. ભાગ્યે જ કોઇને ખબર હશે કે મૉન્ટેગ્યુની સાથે મસલત કરવાની મુસલમાન ભાઇઓની મને ખાહેશ થયાથી મેં હિન્દુસ્થાન સરકારને તેમની પરવાનગી અને અનુમતિ માટે માગણી કરેલી. હિન્દુસ્થાન સરકારે તો ભલમનસાઇથી મને ઉત્તર આપેલો કે તમારા જવામાં અમે અડચણ ન નાખીએ, પણ અનુમતિ પણ ન આપીએ. એટલે મેં મૉન્ટેગ્યુ સાહેબને તાર કર્યો. તેમણે મને તડ અને ફડ જણાવી દીધું કે 'સુલેહની શરતો છઠ્ઠીના લેખ જેવી છે. એ લેખ કાંઈ મટે એમ નથી. તમારે એ મટાડવા આવવું હોય, તો આવશો મા. બાકી સુલેહમાંથી ઉપસ્થિત થતા તથા હિન્દુસ્થાનના હિતના બીજા સામાન્ય સવાલની ચર્ચા કરવા આવવું હોય તો આવો!' આ જવાબ પછી મારા બીજા ઉપાય બંધ પડ્યા. હું તો મુસદ્દીઓના કુળનો રહ્યો, પણ મારા જેવા એક્કાનું મુસદ્દીપણું પણ કાંઇ કામ ન આવ્યું. તમે હરગીઝ ન માનશો કે હું કોઈ ઉપાયની અવગણના કરૂં છું.

સ્વરાજ્ય માટે જે ભારે ચળવળ ચલાવતા આવ્યા છીએ તેની કિમ્મત હું બરોબર સમજું છું. તિલક મહારાજે જે જે ભગીરથ પ્રયત્નો કર્યા છે, તે કાંઈ મારાથી ભૂલાય એમ નથી. પણ એ જૂના જમાનાની રીત મૂકીને અસહકારની આ સુધરેલી રીત હું આદરૂં એમાં બીજાને વસવસો શા માટે ઉપજે?

૧૫. સ૦—સમજો કે સ્વરાજ્ય મળ્યું, તો પછી આપ ખિલાફતનો કેવી રીતે ફડચો લાવવા માગો છો? શું યુરોપિયનની સાથે લડાઇ કરશો? આપણે તો નિઃશસ્ત્ર છીએ.

જ૦—જો ખિલાફતના ફડચા વિના સ્વરાજ્ય મળે તો આપણે તે સ્વરાજ્યમાં ઇંગ્લાંડથી તદ્દન જૂદા હોઇશું. આજે સરકાર ખિલાફતને દબાવી રહી છે તે કેવળ આપણી મદદથી, અને આપણને દબાવવા ખાતર. જ્યારે હિંદુસ્થાનનો કબજો જશે, ત્યારે મેસોપોટેમિયા કે ઇસ્તંબુલની તેને જરૂર નહિ રહે, પણ તે રહે કે ન રહે, આપણા સિપાઇઓને આપણે જ્યારે બહારથી પાછા બોલાવી લઇએ, ત્યારે મેસોપોટેમિયામાં સરકાર રહી જ ન શકે. આપણને લડાઇ કરવાની જરૂર પડે એમ નથી. આપણને યુરોપ અને એશિયામાંના આપણા માણસો ખેંચી લેવાની જ માત્ર જરૂર છે. પણ ધારો કે આપણે લડવા માગીએ છીએ તો સ્વતંત્ર થયેલા હિંદુસ્થાનને તે હક્ક પણ રહેશે. તે વેળા આપણે શું કરવા ઇચ્છીએ એ આજે કોણ કહી શકે?

૧૬. સ૦—આપણી બધી માગણીઓ સરકાર આપે અને કેવળ ખિલાફતની માગણી ન સ્વીકારાય તો લડત ચાલુ રાખવી જોઇએ ખરી?

જ૦—જરૂર. ઇસ્લામને બચાવવામાં હિન્દુધર્મને બચાવવાની હું તાલીમ લઇ રહ્યો છું એમ મેં અનેક વેળા કહ્યું છે. ઇસ્લામના બચાવમાં જ ગાયની રક્ષા રહેલી છે; અને જ્યાંસુધી હિંદુસ્થાનમાં એક પણ ગાય મરે છે, ત્યાંસુધી મારા માંસ, મારા સ્નાયુ,

મારા રુધિરનું પાણી થઈ રહ્યું છે. ગાયને બચાવવાને હું તાલીમ લઇ રહ્યો છું, તપશ્ચર્યા કરી રહ્યો છું, અનેક વિભૂતિઓ મેળવી રહ્યો છું, અને એ ગોરક્ષાનો મંત્ર જપતો જપતો જ હું મરીશ.

૧૭. સ૦—ખિલાફતને અને પંજાબના અત્યાચારોને તમે કેમ જોડી દીધા તે કહી શકો?

જ૦—ખિલાફતનો અન્યાય તો પંજાબના અત્યાચારો પહેલાંનો હતો. દિલ્હીમાં યુદ્ધપરિષદ્ સને ૧૯૧૮ માં મળી, ત્યારે જ તે પ્રશ્નને મેં અપનાવ્યો હતો. પંજાબના અત્યાચારો સામેની લડતે ચોક્કસ સ્વરૂપ પકડ્યું તે પહેલાં સને ૧૯૧૯ માં દિલ્હીમાં અસહકારનો જન્મ થયો હતો. જ્યારે એમ લાગ્યું કે ખિલાફતની જેમ પંજાબના અત્યાચારો માટે પણ સરખા જ ચાંપતા ઇલાજો લેવા પડશે, ત્યારે પંજાબના સવાલને ખિલાફત સાથે જોડી દેવામાં આવ્યો.

૧૮. સ૦—જો ગુસ્સો એ પણ પ્રેમની નિશાની હોય તો પછી જનરલ ડાયરે પણ પ્રેમને લીધે જલિયાંવાલાની કતલ કરી ગણાય નહિ?

જ૦—આ દલીલમાં બહુ અજ્ઞાન રહેલું મને તો ભાસે છે. ઘણી વેળા બાપ દીકરા ઉપર ગુસ્સે થાય છે, તે પ્રેમને વશ થઇને; પણ જનરલ ડાયરનો ગુસ્સો તો કેવળ દ્વેષને લીધે હતો. હું વિરોધીઓને મારી તરફ દોરવા જરૂર માગું છું, પણ હું જે માનું નહિ તે કહીને નહિ.



# અસહકાર.

(પ્રથમ વિભાગ)

## અસહકારનો આરંભ.

(દ્વિતીય ખંડ.)

## ૧૧. આપભોગનો ધર્મ.



यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोन्यः कुरुसत्तम ॥ *

—ગીતાજી

करहि जाइ तप शैलकुमारी । नारद कहा सो सत्य बिचारी ।
मातुपितुहि पुनि यह मत भावा । तप सुखप्रद दुःखदोष नसावा ॥
तप आधार सब सृष्टि भवानी । करहि जाइ तप अस जिय जानी ॥

—તુલસીરામાયણ

૧. યજ્ઞના ઘણા યે અર્થ કરી શકાય છે, પણ સર્વધર્મને સામાન્ય એવો યજ્ઞનો એક જ અર્થ છે, અને તે એ કે ખરેખરી

---

* અર્થ:—યજ્ઞમા બાકી રહેલું અન્ન ખાનારાઓને સનાતન બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. જે યજ્ઞ કરતો નથી તેને આ લોક મળતો નથી તો હે અર્જુન ! બીજો (વધારે સારો) લોક તો તેને ક્યાંથી જ મળે ?

ઉન્નતિને સારૂ પ્રાણાર્પણ કરવા સુધી તૈયાર રહેવું. પાર્વતીને શિવજી જેવા પતિ જોઇતા હતા તેથી તેને તપ કરવાનો હુકમ થયો. તેણે કેવા પ્રકારનું તપ કર્યું એ જાણવાની જેને ઇચ્છા થાય તેણે તુલસીદાસનો અપૂર્વ ગ્રંથ જોઇ લેવો. મા પોતાના ભોગે પોતાના છોકરાંને જન્મ આપે છે અને ઉછેરે છે. મૃત્યુમાંથી જ જન્મ સંભવે છે. અનાજનાં બીજ ભોંયમાં દટાઈ સડે છે, મરે છે, તો જ પાક ઉત્પન્ન થાય છે. હરિશ્ચંદ્રે પોતાનું સત્ય પ્રગટ કરવાને સારૂ પારાવાર દુઃખ સહન કર્યું, પોતાનાને ઉગારવા સારૂ જીસસે કાંટાનો મુગટ પહેર્યો, પોતાના હાથપગમાં ખીલા ભોંકાવા દીધા અને રીબાઇને પ્રાણત્યાગ કર્યો. એવો યજ્ઞ કરવાનો અનાદિ કાળથી ચાલતો આવેલો વિધિ છે. યજ્ઞ વિના પૃથ્વી એક ઘડી પણ ન નભી શકે. તુર્કોએ ઇસ્તંબુલ સર કર્યું તેના પહેલા અસંખ્ય સિપાઇઓનો હોમ કર્યો અને તેનાં મુડદાંઓનો પૂલ બનાવ્યો. હિંદુસ્થાનમાં આપણે આ અચલિત આપભોગનો ધર્મ છે તેનો ત્યાગ કરીને આપણા દેશને આગળ ચડાવવા ઇચ્છતા હોઇએ એવો આભાસ મને આવ્યા જ કરે છે. હજારો બોઅર સ્ત્રીઓએ અને બાળકોએ બોઅર લડાઇ વેળાએ જે આપ્યું અગર તો છેલ્લા મહા યુદ્ધમાં હજારો અંગ્રેજ, ફ્રેન્ચ અને જર્મનોએ જે આપ્યું તેના સોમા ભાગ જેટલા અલ્પ ત્યાગથી યે મહાન્ ફત્તેહ આપણને મળી શકે છે તેનું રહસ્ય એ જ છે કે આપણા કાર્યક્રમમાં કોઇની હિંસા નથી, આપણું ધ્યેય સાવ શુદ્ધ અને ન્યાયી છે અને આપણે તેત્રિશ કરોડ છીએ.

૩. આપણો તો આ જ એક દેશ છે. આ દેશ છોડીને બીજા કોઇ દેશમાં તસુ જગ્યા આપણે આપણી કહી શકીએ એમ નથી. આપણા શાસ્ત્રોમાં કહ્યું છે કે હિન્દુઓ માટે આ ભારતવર્ષને છોડીને બીજું મોક્ષ મેળવવાનું એક પણ સ્થાન નથી. આપણે સારૂ તો સદ્ગુણોને કેળવવાનું અને આપણા સદ્ગુણો

દર્શાવવાનું આ જ સ્થાન છે. આપણે હિન્દુસ્થાનને ઉજ્જવળ બનાવી વીર પુરુષોની ભૂમિ બનાવીએ. "

૪. હિંદુઓના આ જગતના ઇતિહાસમાંના ફાળા વિષે હું શું કહું? આપણો ઇતિહાસ ગૌરવવાળો છે. પરંતુ આપણે આપણા પ્રાચીન વારસા ઉપર જ ઝૂંઝીશું તો હારીશું. આપણા પૂર્વજો જેવા હતા તેવા આપણે થઇને બતાવવું જોઇએ. આપણા ઋષિમુનિઓએ આપણા ધર્મને બચાવવા સારૂ પોતાના અંગે અંગના ટૂકડા થવા દીધેલા છે. ટૉડ આપણને કહે છે કે 'યુરોપમાં તો એક થર્મોપલી છે, પરંતુ હિંદુસ્થાનમાં તો ફળીએ ફળીએ થર્મોપલી દેખવામાં આવે છે.' હિંદુસ્થાનમાં કેવા વીર પુરુષો થઇ ગયા એને સારૂ હું ઇતિહાસ શું બતાવું? હું તો એટલું જ કહું છું કે હૃદય ઉપર હાથ મૂકી આપણે તપાસી લઇએ કે એ વીરતા અત્યારે આપણામાં છે?

૫. જાપાનના ધનિક લોકોએ પોતાનું ધન અને ધનથી મળતા હોદ્દા જતા કર્યાં ત્યાર પછી જ જાપાન જાગ્યું. જાપાનના ઉમરાવોએ જ્યારે પોતાની જાગીરો અને પોતાનું સર્વસ્વ પ્રજાને અર્પણ કર્યું ત્યારે જાપાનનું વાતારણ જોતજોતામાં બદલાયું. ગરીબ લોકો પણ એ ત્યાગનું મહત્ત્વ સમજી ગયા અને સૌ રાષ્ટ્રના કામમાં મશગુલ થયા. એ પ્રમાણે ધણા દરબારો-જાગીરદારો પ્રજાને સારૂ જ્યારે હિંદુસ્થાનમાં ત્યાગ કરતા થઇ જશે ત્યારે જગતને જોવા લાયક સંગમ ગરીબ અને તવંગર વચ્ચે થશે. અત્યારે તો મુખ્યભાગે અસહકારની લડત ગરીબો અને મધ્યમ વર્ગના લોકો કરી રહ્યા છે. તેમાં મુલકને સારૂ થોડો ભય પણ રહ્યો છે. જો ધનિક-વર્ગ પણ તેમાં પૂરો ભાગ લે તો અત્યારે કેટલીક કફોડી સ્થિતિ આવી પડેલી છે તે પણ દૂર થાય. તે સારૂ સાહસની-ક્ષત્રિયતાની જરૂર છે.

૬. લડવાનું બળ પણ આપભોગ પછી જ આવી શકે છે. લડનારી પ્રજા પ્રથમ માલ મિલ્કતનો ભોગ આપીને જ લડતાં શીખે છે.

શસ્ત્રબળ કે આત્મબળ બન્નેની પૂર્વે ધનનો ભોગ તો રહ્યો જ છે.

૭. પણ હું લોકોને હંમેશને માટે ફકીર બનવા નથી કહેતો. જે ભોગ અંગ્રેજ સ્ત્રીપુરુષોએ છેલ્લી લડાઇમાં આપ્યા, જે ભોગ દક્ષિણ આફ્રિકામાં જંગલી ગણાતા બોઅર લોકોએ આપ્યા, જે ભોગ આરબોએ આપ્યા તેનાથી તો હું લોકોની પાસે ઓછો ભોગ માગું છું. આરબોએ સ્વદેશ ખાતર પોતાની પ્યારી જાનો આપી. અંગ્રેજને કહી દીધેલું કે અમારે તમારી ટ્રામ, મોટર, રેલ્વે નથી જોઈતી, અમને તો અમારો દેશ વહાલો છે. એ આરબોએ જે જુસ્સાથી આત્મયજ્ઞ કર્યા તે જુસ્સાથી પણ હું ઓછું માગી રહ્યો છું તે તમે આપો.

૮. જ્યાં ફરજ મનાઇ ત્યાં રાજા–પ્રજા બન્ને વર્ગ ગમે તે ભોગ આપવા તૈયાર થાય! આવો ભોગ જો નીચ સ્વાર્થને સારૂ ન અપાતો હોય તો ભોગ આપનારા મોક્ષ પામવા લાયક બને.

૯. ત્યાગને સારૂ આપણી પ્રજા તૈયાર નથી એ પણ કબૂલ કરવું જોઈએ. પ્રજામાં એવા પ્રકારની રાજ્યપ્રકરણી કેળવણીએ હજુ પૂરો પ્રવેશ નથી કર્યો. જ્યારે જ્યારે જે વસ્તુ આપણને એટલે દરજ્જે નાપસંદ હોય કે તેના સ્વીકારથી આપણો આત્મા હણાય, ત્યારે ત્યારે તે વસ્તુનો ત્યાગ કરવાનો આપણને અધિકાર છે અને એ આપણી ફરજ છે; અને એમ ત્યાગ કરીને જ આપણે વહેલામાં વહેલા આપણી ઉન્નતિ કરી શકીએ. બલિદાન આપવાની તૈયારી કરીને પ્રજા ચડી શકશે, વેર વાળવાની તૈયારીઓ કરીને નહિ. સ્વાર્થની અતિશયતાને લીધે થયેલી આપણી ભૂલોનું સ્મરણ કરવાની અને પશ્ચાત્તાપ કરવાની હું આવશ્યકતા સમજું છું.

૧૦. આપણે જ્યારે આપભોગની વેદિ ઉપર હોમાઇશું, આપણા લોહી આપવાને તૈયાર થઈશું, ત્યારે ન્યાય મૂર્તિમંત થશે અને મૂર્તિને જ ઓળખનારી દુનિયા ત્યારે જ એને જોઈ શકશે અને નમશે. જે ધર્મયજ્ઞ ચાલી રહ્યો છે તેમાં બલિદાન તે જ આપી

શકે જેનાં હૃદય પવિત્ર હોય, જેનાં શરીર પવિત્ર હોય. મેલા હાથની કુરબાની ઇશ્વિર કબૂલ નથી કરતો.

૧૧. બલિદાનનો અર્થ એ છે કે બલિદાન કરનાર બીજાને ખાતર મરે છે કે બીજું દુઃખ ભોગવે છે. જે પોતાને ખાતર દુઃખ ભોગવે છે તે બલિદાન નથી કરતો. જે બલિદાન ન કરે તે માનવી ન કહેવાય. સ્વાર્થને - ખાતર જીવનારાને તો શાસ્ત્રે ચોર કહ્યો છે.

૧૨. દેશનો એકાદ વર્ગ પણ જ્યાંસુધી કાર્યમાં, આપભોગમાં, તપશ્ચર્યામાં સાવ નહિ ઢંકાઇ જાય ત્યાંસુધી સ્વરાજ્ય મળવાનું નથી. શબ્દજાળથી અને દલીલથી સરકાર થોડી જ સમજી જનાર છે ? સચ્ચાઇનાં અને શૂરાતનનાં કૃત્યોને જ તે ઓળખશે.

૧૩. આપણે તિલક મહારાજના જીવનને પૂજીએ છીએ તેમાંથી કાંઇક તો બોધ લઇએ ! તેમણે એવો વિચાર કરેલો ખરો કે જેટલું દરેક હિંદી આપે તેટલું જ હું પણ દેશને આપીને બેસી રહું ? તેમણે તો તેમનું સર્વસ્વ આપ્યું. હું તમને પૂછું છું કે સર્વસ્વ આપનાર કેટલા રહ્યા છે ? પણ સર્વસ્વ તો ઘેર ગયું. તમે જેટલું આપી શકો છો તેટલું યે આપી ચૂકયા ? પરમેશ્વર કોઇની પાસે શક્તિ ઉપરાંત નથી માગતો. શક્તિ પ્રમાણે ન આપે તો તે પોતાના દેશનો, ગામનો દ્રોહી છે. તમે તમારા દ્રોહી ન થાઓ. તમે તમને છેતરો નહિ એમ હું ઇચ્છું છું. આપણે એક ભારે સલ્તનતની સામે લડવાનું રહ્યું છે. આપણને એણે છેતર્યા, આપણને દગો દીધો, આપણને એણે પેટે ચલાવ્યા એ સલ્તનતને આપણે દગાથી કે સેતાનિયતથી ન મિટાવી શકીએ. દગાબાજીને હઠાવવાનો ઉપાય ખાનદાની છે; સેતાનિયતનો ઉપાય ખુદાની ભક્તિ છે, તમે તમારા હૃદયને ન ફોસલાવશો.

૧૪. આપણે સંપૂર્ણ સ્વરાજ્ય ઇચ્છીએ છીએ પણ એકે જાન ખોવા ઇચ્છતા નથી. પૈસાનો ભોગ પણ આપ્યા વિના ચાલે તો

ચલાવી લેવા ઇચ્છીએ છીએ. અસહકારની ધણી ધાસ્તી ઘણાઓને લાગી છે તેનું કારણ શું હશે ? એ વિચારૂં છું ત્યાં બે જ કારણ જોવામાં આવે છે. એક તો એ કે લોકો નોકરી છોડીને બેસે તો ભૂખે મરે; અને બીજું જો કદાચ કોઇની ભૂલ થઇ જાય અને સરકારનો દારૂગોળો ચાલે તો હજારોની જાન જાય. એટલે કે ખિલાફતના જેવા અઘરા અને મહાન્ પ્રશ્નની ઉકેલ આપણે જરા યે દુઃખ ભોગવ્યા વિના કરવાને ઇચ્છીએ છીએ. અસહકાર એ એક પ્રકારનો સહેલામાં સહેલો યજ્ઞ છે, એક નાનકડું તપ છે, તેમાં થોડો આપભોગ રહ્યો છે. વિશ પચીશ હજાર કે લાખ દોઢ લાખ માણસ ન્યાય મેળવવા ખાતર, અન્યાયમાં ભાગ લેતા બંધ થવાને ખાતર પોતાની નોકરી છોડે એમાં હું કશું યે દુઃખ ન માનું એટલું જ નહિ, પણ સુવ્યવસ્થિત સંસ્થા જ્યાં ચાલતી હોય ત્યાં એવાં દુઃખને હું સ્વાભાવિક માનું અને લોકો એવાં દુઃખથી નાસે નહિ પણ હર્ષપૂર્વક તેની ભેટ કરે. ખિલાફત જેવા પ્રશ્નનો સીધો ફડચો કરવાને હજારો માણસો પાયમાલ થઇ જાય તેની મને જરા યે ચિંતા નહીં થાય. તેને તો હું ધર્મભાવનાની કસોટી સમજું. એવું દુઃખ ભોગવ્યા વિના જીત ન જ મળે એમ હું માનું અને એવું દુઃખ ઘણા માણસો ભોગવે તો જીત મળ્યા વિના ન જ રહે એમ પણ હું માનું.

૧૫. અસહકાર કરવાને લીધે ગમે તે દુઃખ પડે તેથી મને ક્ષોભ કે ભય થાય જ નહિ. જેમ વધારે દુઃખ પડે તેમ આ પ્રશ્નનો ઉકેલ વહેલો થાય એવી મારી દૃઢ માન્યતા છે.

૧૬. ભય માત્ર એક જ રહે છે. રખેને લોકો તરફથી કાંઈ ભૂલ થાય, રખેને લોકો વાંકમાં આવે અને સજાપાત્ર થાય. રખેને કોઈ ગુસ્સામાં આવીને કોઇ અમલદારને ઇજા દે કે તેનું ખૂન કરે. એમ થાય તો આપભોગના યજ્ઞના શુદ્ધ ધર્મને હાનિ પહોંચે અને તેટલે દરજ્જે ઇચ્છેલું પરિણામ મળવામાં ઢીલ થાય. આહૂતિ વિશુદ્ધ વસ્તુની જ અપાય. હરિશ્ચંદ્રમાં જરા

પણ અપવિત્રતા હોત અને તેણે રાજ્યપાટનો ત્યાગ કર્યો હોત તો આપણે તેનો મહિમા આજે ન ગાતા હોત. જીસસમાં સંપૂર્ણ નિર્દોષતા કલ્પીને જ ખ્રિસ્તી મત માનનારાએ તેને તારનારની ઉપમા આપી.

૧૭. એ પ્રમાણે વિચારતાં જો કોઇ પણ પ્રશ્નમાં આપણા તરફથી કંઈ પણ દોષ થવાનો જરા પણ સંભવ ન હોય તો અસહકારને સંપૂર્ણ વેગે આપણે તરત ચલાવી શકીએ. તેનાં પગથિયાં રાખ્યાં છે એ પણ આપણી નિર્દોષતાને વિષે શંકા રહેલી છે તેથી. આમ વિચાર કરતાં, અને આપભોગ એ એક હિંદુસ્થાનની ઉન્નતિને સારૂ આવશ્યક ધર્મ છે એમ માનતાં, અસહકારને વિષે આપણને જરા યે ભય ન રહેવો જોઇએ એટલું જ નહિ, પણ આપણે સમજવું જોઇએ કે અસહકાર અથવા તો એવા પ્રકારના કાંઈ પણ યજ્ઞ અથવા તપ વિના આપણે નથી ખિલાફતનો ઉકેલ કરી શકવાના, નથી પંજાબને વિષે ન્યાય મેળવી શકવાના કે નથી સ્વરાજ્ય ભોગવી શકવાના.



# ૧૨. અસહકારનું તત્ત્વ.



૧. અસહકારને ખૂબ વખોડી કહાડી કોઇએ જણાવ્યું કે ધર્મશાસ્ત્રો તથા ઇતિહાસ અસહકારની વિરુદ્ધ છે; ગીતાજી, કુરાન, બાઇબિલ તથા પારસી-અવસ્તા અસહકારને અધર્મ્ય ગણે છે. તેમાંના દાખલા તેઓએ ટાંક્યા નથી.

૨. ગીતાજી ઇત્યાદિનો મેં પણ થોડોક અભ્યાસ કર્યો છે એમ હું માનું છું. હું અસહકારનું તત્ત્વ તે ધર્મગ્રંથોમાં જોઇ શક્યો છું. ગીતાજીમાં દેવ-અસુર સંગ્રામનું વર્ણન છે. ન્યાય અને અન્યાય વચ્ચે કદિ મેળ હોય નહિ એમ ગીતાજી સ્પષ્ટ બતાવે છે. ગીતાજીનો કેવળ અક્ષરાર્થ કરીએ તો આપણને માલમ પડે છે કે જ્યારે અર્જુને પાપી કૌરવોની સાથે યુદ્ધ કરવાની આનાકાની કરી ત્યારે શ્રી કૃષ્ણે તેને યુદ્ધ કરવા પ્રેર્યો. એટલે અક્ષરાર્થથી તો અન્યાયીની સાથે સહકાર ન કરવો એટલું જ નહિ, પણ અન્યાયીને દંડ આપવાનું ગીતાજી શીખવે છે. ગીતાજીનો શુદ્ધાર્થ દંડ આપવાનું શીખવતો જ નથી, પણ તેમાં લીટીએ લીટીએ ન્યાય અને અન્યાયના ઝઘડા વિષે શિક્ષણ છે.

૩. અંધકાર અને પ્રકાશને જેમ વેર છે, ટાઢ અને તડકો જેમ સાથે નથી રહી શકતાં, તેમ ઇન્સાફ અને ગેરઇન્સાફ સાથે નથી રહી શકતાં. તેથી જ આપણામાં રીસાઈ જવાની પ્રથા પરંપરા ચાલતી આવેલી છે. રૈયત જ્યારે અન્યાયી રાજાથી અકળાઇ જાય છે ત્યારે તે તેનાથી રીસાઇ જાય છે. બહુ અકળાય છે ત્યારે રૈયત રાજાના ગામનો ત્યાગ પણ કરે છે. આવા દાખલા વખતો-વખત જોવામાં આવ્યા છે.

૪. પ્રહ્‌લાદે પોતાના રાક્ષસી પિતા સાથે અસહકાર કર્યો; મીરાંબાઇએ પોતાના ધણી સાથે; નરસિંહ મહેતાએ પોતાની નાત સાથે કર્યો; આ ત્રણેને આપણે આજે પૂજીએ છીએ. તુલસીદાસે સંત—અસંતનો ભેદ પાડી બન્ને વચ્ચે મેળાપ ન હોય એમ બતાવી આપ્યું છે, એટલે હિંદુધર્મમાં તો ન્યાય–અન્યાય વચ્ચેનો મેળાપ સર્વથા ત્યાજ્ય છે એવું શિક્ષણ છે.

૫. અવસ્તામાં ઓરમઝ્દ અને અહરીમાનનું દ્વંદ્વ યુદ્ધ સદાય ચાલ્યા કરે છે. બાઇબલમાં ખુદા અને સેતાન વચ્ચે ચાલે છે. ઓરમઝ્દ–ખુદા ન્યાયની મૂર્તિ છે, અહરીમાન–સેતાન અન્યાયનું પૂતળું છે. જીસસ ક્રાઇસ્ટ તો સત્યાગ્રહી વીર હતા. તેમણે દાંભિક, જનૂદા, મદાંધ માણસનો હંમેશાં અસહકાર કર્યો હતો. નીતિને અર્થે કુટુંબમાં વિરોધ કરાવતાં તે અચકાયા નહોતા અને રોમની મહાન્ સત્તાની સામે તે એકલા થયા હતા. હવે રહ્યું કુરાન–એ–શરીફ. પેગમ્બર જ્યાંસુધી મક્કામાં રહ્યા ત્યાંસુધી અન્યાય કરનારાઓની સાથે તેમણે અસહકાર કરેલો.

૬. ઇતિહાસનાં પ્રમાણો પણ અસહકારનું પ્રતિપાદન કરે છે. સામાન્ય રીતે તપાસતાં ઇતિહાસ એ લડાઇનું બ્યાન છે. અને લડાઇ માત્ર તીક્ષ્ણ અસહકારનાં દૃષ્ટાંત છે. એક પક્ષ બીજા પક્ષનો ત્યાગ કરે છે એ અસહકાર જ છે. લડાઇ એ રાક્ષસી અસહકારનો દાખલો છે.

૭. જે અસહકાર હિંદુસ્થાનની આગળ હું મૂકી રહ્યો છું એ દૈવી અસહકાર છે એમ કહેવામાં કશી ધૃષ્ટતા નથી જોતો. જે અસહકારમાં ખૂનામરકી–હિંસા રહી છે તે અસહકારમાં હારજીત રહ્યાં છે. જેમાં કેવળ કુરબાની, આત્મભોગ છે ત્યાં જીત જ છે એવા અસહકારની સામે કોઇ કેમ થઇ શકે એ જ મારી અક્કલ કળી શકતી નથી; કેમકે જે દૈવી અસહકાર કરે છે તે જ્યાંસુધી ન્યાય ન મળે ત્યાંસુધી સહકાર કરતો જ નથી.

૮. જર્મનોએ શસ્ત્રબળથી અસહકાર કર્યો તેથી હાર્યા એટલે બેસી ગયા. રશિયાના દુખોબોર લોકોએ નિઃશસ્ત્ર અસહકાર કર્યો તેથી તે હાર્યા જ નહિ. જ્યારે રશિયામાં તેમનું રહેવું અશક્ય થઇ પડયું ત્યારે તેઓએ રશિયા છોડયું પણ રશિયાના જૂલમી કામદારોને તેઓ વશ ન થયા. આજે તેઓ કૅનેડામાં માનીતી કોમ તરીકે પોતાનું જીવન ચલાવી રહ્યા છે.

૯. વ્યક્તિગત અસહકારમાં વ્યક્તિની જીત છે. સામાજિક અસહકાર થાય તો સમાજની જીત થાય. એટલે દૈવી અસહકારમાં ઉદ્યમનો નાશ નથી. તેમાં દોષ લાગવાપણું નથી. તેનું અલ્પ આચરણ પણ સુખદાયી છે, અને મોટા ભયમાંથી તેના આચારનારને ઉગારે છે. આખી કોમ અન્યાયનો સહકાર ત્યાગી, મેલ ધૂવે છે, અને તેટલે દરજ્જે નીરોગી થાય છે.

૧૦. સહકાર અને અસહકાર બન્ને અનાદિ કાળથી ચાલતી આવેલી નીતિ છે. ન્યાયીનો હંમેશાં સહકાર; અન્યાયીનો હંમેશાં અસહકાર, તેથી જ અસંતનો અસહકાર એવું શાસ્ત્રવચન છે. તેને હજારો મેનીફેસ્ટો થતા ઉથાપી ન શકે.

૧૧. અસહકાર એ સોના જેવું શસ્ત્ર છે, દિવ્ય શસ્ત્ર છે; હિંદુઓને તે શ્રીકૃષ્ણે આપેલું છે; મુસલમાનોને મહંમદ પેગમ્બરે આપ્યું છે, પારસીઓને ઝંદાવસ્તામાં મળેલું છે. જ્યાં તમે અન્યાય જૂઓ, કોઇ માણસમાં અન્યાયને મૂર્તિમંત જૂઓ ત્યારે તે માણસનો ત્યાગ કરજો. તુલસીદાસજીએ બહુ જ મૃદુ ભાષામાં કહ્યું છે કે અસંતથી દૂર ભાગો, અસંતો પોતાના સમાગમથી પીડે છે. દાવાનળથી દૂર નાસો તેમ અસંતથી–અન્યાયથી નાસજો.

૧૨. નાસવું એટલે જ અસહકાર. અસહકાર એ દ્વેષ કે વેર નથી,-એ તો ધર્મીનું ધર્માચરણ છે. અસહકાર એ બાપ–દીકરા વચ્ચે યોગ્ય છે. સ્ત્રીપુરુષ વચ્ચે ફરજ રૂપ છે, સગા–સગા વચ્ચે કર્તવ્ય છે. મારો દીકરો મદ્યમાંસ ખાઈ આવે અને હું તેનો વૈષ્ણવ

બાપ તેને મારા ઘરમાં ઘડી પણ સંઘરૂં તો પછી મારે રૌરવ નરકે જ પડવું પડે. આ અસહકારનું રહસ્ય છે.

૧૩. અસહકારનું પવિત્ર નામ ઉચ્ચારવા માટે પવિત્રતા જોઇએ. હું અંગ્રેજ સલ્તનતને સેતાની કહું છું, પણ મને કોઈ અંગ્રેજને માટે દ્વેષ નથી માટે કહી શકું છું. વાઇસિરૉયની સાથે હું આજે કોઇ પણ પ્રકારના સહકારની ના પાડું, તેમનું પાણી પણ ન લઉં, પણ તેઓ જો બિમાર પડી જાય તો જરૂર હું તમારી સેવા કરૂં છું તેમ તેમની કરૂં.

૧૪. અસહકારની પ્રતિજ્ઞાનાં ત્રણ પદ છે. પહેલું પદ છે શાંતિ. અસહકાર શાંતિમય, તલવાર વિનાનો હોવો જોઇએ. જીભ પણ તલવાર છે, હાથ પણ તલવાર છે, અને લોખંડનો ધારવાળો ટુકડો પણ તલવાર છે. બીજું પદ તાલીમ કે સંયમ છે. અને ત્રીજું યજ્ઞ છે. આપણે વિશુદ્ધ હોઇએ ત્યારે યજ્ઞ બલિદાન કરી શકીએ. બલિદાન આપ્યા સિવાય કોઇ પવિત્ર—વિશુદ્ધ બની શકે નહિ.

૧૫. [અવસર આવ્યે આ જ હિંદી સરકારની રાજ્યનીતિ સામે સમસ્ત હિંદીપ્રજાએ અસહકાર કર્યો છે;] જોકે એક નાનો વર્ગ અલબત્ત વિરુદ્ધ રહ્યો છે, પણ જે અલ્પમતવાળાઓ પોતાના વિરોધનું મતપ્રદર્શન માત્ર કરીને બેસી રહે છે અને અધર્મ કરનારને મદદ કરવાનું ચાલુ રાખે છે તે અધર્મમાં પ્રત્યક્ષ જ ભાગ લે છે.

૧૬. વળી ઓછાવત્તાનો કુલ સરવાળો જ્યારે ઓછામાં જ આવતો હોય ત્યારે તો એકલા વત્તાની રકમ જ ઉંચકી બતાવીને તેના વખાણ માંડવાં અને તેના વખાણમાં સામેલ થનારા લોકોને પોતાની મદદમાં લેવા એ વ્યાજબી નથી.

૧૭. સેતાનની તદબીર જ એ હોય છે કે પાપને પુણ્યનો ઢોળ ચડાવીને રજુ કરવું કે અજાણ્યા મુસાફર અનાયાસે જ એની જાળમાં ફસાય. એ સેતાનની જાળમાં ન ફસાવાનો એક જ રસ્તો

દુનિયાને આજસુધીમાં જડયો છે અને તે એ કે તેના રાજ્યની હદમાં પગ જ ન મૂકવો.

૧૮. [આદમ–તા–એવાન, અસહયોગ, નામિલવર્તન, તર્કેમવાલાત,] 'એક નન્નો સો રોગને હણે' એ અસહકારનાં બીજાં નામ છે.



# ૧૩. વડી ચાવી—પ્રેમ.

ताप त्रिविध प्रेम आप दूर ही करे ।

—તુલસીદાસ.

૧. મોટી સંસ્થાઓમાં કોટડીઓને સારૂ એક ચાવી હોય છે, તે બધા દરવાજાને લાગુ પડે છે. તે તે દરવાજાની ચાવી તો તેને જ સારૂ કામની હોય છે, પણ એક અધિકારીની પાસે બધે લાગુ પડે એવી ચાવી રહે છે. તેને અંગ્રેજીમાં 'માસ્ટર કી' કહે છે. તેનો તરજુમો 'વડી ચાવી' મેં આ લેખને મથાળે મૂકેલો છે.

૨. કાઉન્સિલના બહિષ્કારથી કાઉન્સિલમાં જનારા અટકે, નિશાળોથી નિશાળિયા અને અદાલતોથી લડનારા અટકે અને એ બધામાં પૂરી અસર ન પહોંચે ત્યારે તે પગલાંનાં પરિણામો વિષે શંકાઓ ઉઠે.

૩. પણ બધાની વડી ચાવી—સર્વોપરિ માત્રા—પ્રેમમાં રહેલી છે.

૪. જે અસહકારમાં પ્રેમ નથી તે રાક્ષસી છે; જેમાં પ્રેમ છે તે ઇશ્વરી છે. પેગંબર સાહેબે મક્કાના આરબોની સાથે તેર વર્ષ અસહકાર કર્યો તે પ્રેમને વશ થઇને. મક્કાના આરબોની આંખો તેમણે પ્રેમથી ઉઘાડી. મીરાંએ કુંભારાણાની સાથે અસહકાર કર્યો તે કંઈ દ્વેષથી નહિ. કુંભારાણાની શિક્ષાઓ એણે પ્રેમપૂર્વક સ્વીકારી. આપણા અસહકારનું મૂળ પણ પ્રેમમાં જ છે. તેના વિના બધું ખાલી છે. પ્રેમ વડી ચાવી છે એટલું જ નહિ, પણ એ જ એક ચાવી છે. નિશાળનો ત્યાગ કરનારા જો ત્યાગ ન કરનારાનો દ્વેષ કરે તો ત્યાગ કરનારાનો ત્યાગ શુષ્ક ગણાય. ધારાસભામાં

જનારનો દ્વેષ કરીએ તો ધારાસભાનો આપણો ત્યાગ નકામો જાય. જેઓ આપણું ન માને તેને પ્રેમથી જીતવા એ ધાર્મિક વૃત્તિ; તેઓની ઉપર રોષ કરવો એ રાક્ષસી–નાસ્તિક વૃત્તિ.

૫. આપણે શરમ સાથે કબૂલ કરવું જોઇએ કે આપણા ત્યાગમાં થોડે ઘણે અંશે રોષ, ઝેર ઇત્યાદિ રહ્યાં છે અને તેથી જ એ ત્યાગ પૂરો શોભ્યો નથી અને ફળ્યો પણ નથી. જેટલા માણસોએ ત્યાગ કર્યો તે બધાએ તે નહિ કરનારનો દ્વેષ ન કર્યો હોત તો આપણી સ્થિતિ આજે ઘણી જ સરસ હોત અને આપણે સ્વરાજ્ય સ્થાપવાની સ્થિતિમાં હોત.

૬. એટલે મોટામાં મોટું આપણું કાર્ય પ્રેમનો વરસાદ વરસાવવાનું છે. પ્રેમ વરસાવવો એટલે ભળી જવું એમ નહિ. એ તો મોહ કહેવાય, એ તો સહિયારૂં ગણાય. આપણો વિરોધ કરતા હોય તેમની ઉપર પણ પ્રેમ રાખવો તેમને મૂર્ખ ન માનવા, તેમની સેવા કરવી, એ પ્રેમ છે. હિંદુ હિંદુની ઉપર પ્રેમ બતાવે તેમાં કંઇ નવાઈ ન હોય, પણ હિંદુ મુસલમાનની ઉપર તેટલો જ પ્રેમ રાખે, તેના રીત રીતરિવાજો બરદાસ કરે એમાં ભલાઇ રહેલી છે. સહકારી સહકારીની સાથે ભળે તેમાં શી નવાઈ છે? પણ અસહકારી સહકારીની ઉપર, તીવ્ર મતભેદ છતાં, મહોબ્બત કરે, ધીરજ રાખે, તેમાં વીરતા છે, તેમાં નમ્રતા છે. તેમને ઉતારી પાડવા, તેમને તુચ્છકારી કહાડવા, તેમની હુરિયો કરવી તેમાં મોટાઇ નથી, પણ તેમને ત્યાં ઉઘાડે પગે જઇ તેમની સેવા કરવામાં મોટાઈ છે.

૭. ભૂલ્યા ત્યાંથી ફરી ગણીએ.

૮. હવે આપણે સહકારી પ્રત્યે, પારસી પ્રત્યે, ખ્રિસ્તી પ્રત્યે, અંગ્રેજો પ્રત્યે મનમાંથી રોષ કહાડી નાખીએ. તેમને પણ ભાઇ ગણીએ. તેમનો બહિષ્કાર ન કરીએ. તેમનાં પાણી, હજામ વિગેરે ન રોકીએ. તેમને જમાડી જમીએ, તેમની સેવા કરી રીઝીએ. જો

બધા ધર્મમાં રહેલો આ કાયદો આપણે સમજી શકીએ તો અને તો જ સ્વરાજ્ય વહેલું અને સહેલું છે. તેથી જ્યાં જ્યાં તૈયારીઓ થઈ રહી છે, ત્યાં ત્યાં તો આપણે પહેલું કામ એ કરવાનું રહ્યું છે કે સહકારી માત્રને મળી લેવું અને તેઓની સાથે મતભેદ છતાં મિત્રતા જાહેર કરવી.



# ૧૪. અહિંસા એ જ તરણોપાય.



૧. આપણો અહિંસાધર્મ આપણને આપણા શત્રુઓ પર પણ પ્રેમ કરવાનું શીખવે છે. આપણે તો અહિંસામય અસહકારથી જ આપણા અંગ્રેજ રાજ્યકર્તાઓના અને તેમના મળતિયાઓના રોષને જીતવા માગીએ છીએ. આપણે તો તેમની ઉપર પ્રેમભાવ જ રાખીએ અને પ્રાર્થના કરીએ કે ઇશ્વર તેમને આપણી નજરે જે તેમની ભૂલ દેખાય છે તે જોવાની દૃષ્ટિ બક્ષે. આપણી એ પ્રાર્થના દુર્બળની નહિ પણ બળિયાની જ પ્રાર્થના હોવી જોઇએ. આપણું બળ અનુભવીને આપણે સર્જનહારની આગળ ઉલટા વધુ નમ્ર બનીએ.

૨ આ કસોટીની ક્ષણે કહો કે વિજયની ક્ષણે કહો મારા ધર્મનો પણ હું એકરાર કરી લઉં. હું તો મારા શત્રુઓની ઉપર પણ પ્રેમ કરવાના પંથમાં માનનારો છું. વળી હું માનું છું કે હિંદુસ્થાનના હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી અને યહુદીઓને સારૂ અહિંસા એ જ એક માત્ર તરણોપાય છે. હું માનું છું કે સ્વેચ્છાપૂર્વક આપેલા આત્મબલિદાનમાં પત્થરનાં અંતઃકરણને પીગળાવવાની શક્તિ છે. હિંદુસ્થાનની મુક્તિની લડતનો મુખ્ય ભાર ઉપર ગણાવેલી કોમોમાંની પહેલી ત્રણ ઉપર જ રહેવાનો. છેલ્લી ત્રણ કોમો તો પહેલી ત્રણને એકસંપીલી થયેલી જોઈ ડરશે, પણ આપણે આપણી નમૂનેદાર વર્તણુકથી તેમને બતાવી આપવું જોઇએ કે તેઓ આપણા સગા ભાઈ છે. ખુદ અંગ્રેજોને પણ આપણે બતાવી આપવું જોઇએ કે હિંદુસ્થાનના દૂરમાં દૂરના ખૂણામાં સુદ્ધાં તેઓ આપણી વચ્ચે તેટલા જ

સલામત છે જેટલા તેઓ પોતાને મશીનગનોની પાછળ સલામત માને છે.

૩. ઇસ્લામની, હિંદુધર્મની, શીખધર્મની, ખ્રિસ્તીધર્મની, પારસીધર્મની, યહુદીધર્મની અત્યારે કસોટી ચાલી રહી છે. બલ્કે ધર્મ પોતે જ અત્યારે આ દેશમાં એરણ ઉપર છે. કાં તો આપણે ઇશ્વરને અને તેના ન્યાયને માનનારા છીએ એ આપણે બતાવી આપવું રહ્યું છે, અગર તો આપણે એ બન્નેનો ઇન્કાર કરીએ છીએ એમ આપણે જાહેર કરવું રહ્યું છે. મારો ખાનદાનમાં ખાનદાન મુસલમાનો જોડેનો પરિચય તો મને એ જ શીખવે છે કે તલવારથી નહિ પણ પ્રાર્થના અને ઇબાદતને પરિણામે પ્રેમથી ઓતપ્રોત બનેલા અને પ્રત્યેક જમાનામાં ચાલ્યા આવતા એના સત–ફકીરોથી જ ઇસ્લામ દુનિયામાં ફેલાયો છે. તલવાર ખેંચવાની ઇસ્લામમાં પરવાનગી છે એ સાચું; પણ તેને માટે મૂકેલી શરતો પણ એટલી કડક છે કે તે દરેક માણસને હાથે પૂરી થવી અસંભવિત છે. ધર્મને ખાતર એવી જેહાદ ફરમાવનારો કશી જ ભૂલ કે દોષ વિનાનો સેનાપતિ અત્યારે ક્યાં? એવી તલવાર ખેંચવાના વિચાર પહેલાં જે અનહદ વિશ્વપ્રેમ, અને જે શુદ્ધિ આવેલી હોવી જોઇએ તે ક્યાં? હિંદુઓ પણ હિંદી મુસલમાનોના જેવી જ મર્યાદાઓથી બંધાયેલા છે. શીખોનો તાજો ઇતિહાસ પણ એવા શરીરબળના ઉપયોગની સામે સાક્ષી પૂરી રહ્યો છે, આપણામાં હજુ એટલા બધા દોષ, એટલો મેલ, એટલો સ્વાર્થ ભરેલો છે કે મારા ભાઇ શૌકતઅલી કહે તેમ 'અલ્લાહ કી રાહ મેં' તલવાર ખેંચવાનો અધિકાર આપણો નથી. અને પોતાનો સર્વ મેલ ધોઇ નાખી શુદ્ધ બનેલા હિંદુસ્થાનને તો તલવાર ખેંચવાની રહેશે ખરી? આવી આત્મશુદ્ધિનો કાર્યક્રમ જ આપણે કલકત્તાની મહાસભામાં અખત્યાર કર્યો છે.

૫. ત્યારે આપણે શું કરીએ? અલબત્ત અહિંસાપરાયણ રહીએ અને છતાં સરકારને જેટલા જોઇતા હોય તેટલા હસતા શિકાર

આપવા જેટલા બળવાન્ બન્યા રહીએ. આપણું કાર્ય આપણે ઘડિયાળના જેટલી નિયમિતતાથી ચલાવ્યે જઇએ.

૬. જો આપણે ડરી ન જઇએ, તેમ ઉશ્કેરાઇને ખૂનામરકી પણ કરી ન બેસીએ, અને આપણી સામેનું રાષ્ટ્રકાર્ય આગળ જ ધપાવ્યે જઇએ તો આપણે અલબત્ત સ્વરાજ્ય મેળવ્યું સમજવું, કારણ કે એવી અહિંસાપરાયણ નિશ્ચયી અને ધર્મનિષ્ઠ પ્રજાની પ્રગતિને અટકાવવાની આ દુનિયામાં કોઇ સત્તાની મગદુર નથી.



# ૧૫. વફાદારી.

૧. મારી મુસાફરીઓમાં એક વાર એક સ્ટેશન ઉપર એકસરખા પોષાકોમાં ઉભેલી એક છોકરાઓની ટુકડી મેં જોઈ. મેં એ પણ જોયું કે એમનો એ પોષાક પરદેશી કાપડનો બનાવેલો હતો યા તો પરદેશી સૂતરમાંથી બનેલો હતો. એમણે કહ્યું કે તેઓ 'સ્કાઉટ' (બાલસેના) વાળા હતા. મારી ઉત્કંઠા વધી. મેં પૂછયુંઃ 'તમારે શું કરવાનું?'

'અમે પ્રભુસેવા, રાજાની સેવા અને દેશની સેવા ખાતર છીએ.'

'તમારો રાજા કોણ છે?'

'પંચમ જ્યોર્જ.'

'જલિયાંવાલા બાગ' નું કેમ? ધારો કે ૧૩ મી એપ્રિલ ૧૯૧૯ ને દિવસે તમે ત્યાં હોત અને જનરલ ડાયરે તમને તમારા બેબાકળા બનેલા ભાઈઓ પર ગોળી ચલાવવાનો હુકમ આપ્યો હોત તો તમે શું કરત?

'અલબત્ત એ હુકમનો હું અનાદર કરત.'

'પણ જનરલ ડાયર તો બાદશાહનો સેનાપતિ હતો ને?'

'એ ખરૂં, પણ એ તો નોકરશાહીનો માણસ કહેવાય, એની જોડે અમારે કશી લેવાદેવા નહિ.'

૨. મેં એને સમજાવવા માંડયું, મેં કહ્યું કે નોકરશાહી અને રાજા વચ્ચે એવા ભેદ કેમ પાડી શકાય? રાજા એ તો વ્યક્તિત્વ વગરની એક ભાવના માત્ર છે અને એ રીતે તો આખી બ્રિટિશ સલ્તનતને પણ રાજા શબ્દથી સૂચવી શકાય. વળી આ સલ્તનત દુનિયા ઉપર આજે જે જે કંઇ કરી રહી

છે તે જોતાં કોઈ પણ હિંદી ઇશ્વરને અને આ સલ્તનતને એકી સાથે વફાદાર રહી શકે ખરો? જે સલ્તનત માર્શલ લૉના કેર વર્તાવી શકે, જે આવા સિતમોની તોબા ન કરે, જે પવિત્રપણે કરેલી પ્રતિજ્ઞાઓનો ભંગ કરીને બીજા દેશો જોડે છૂપા કોલકરારો કરે, એ સલ્તનતને ઇશ્વરની ઓળખ કે ઇશ્વરનો ડર છે એમ કેમ કહેવાય? એ તો કેવળ રાક્ષસી રાજ્ય કહેવાય. એવી સલ્તનતને વફાદાર થવા નિકળવું એ ઇશ્વરને બેવફા થવા બરોબર છે. રામની આણ મોટી કે રાજાની?

૩. છોકરો મૂંઝવણમાં પડયો.

૪. મેં મારી દલીલ ચાલુ રાખીઃ 'ધારો કે આપણો દેશ પણ ધનવૈભવની પાછળ પડે, બીજી પ્રજાઓને નિચોવે, દારૂગાંજાના વેપાર ચલાવે, વેપાર વધારવાને સારૂ લડાઇઓ માંડે, પોતાની સત્તા અને પ્રતિષ્ઠા કાયમ રાખવા દગાબાજીઓ કરતાં પાછું વાળી ન જૂએ, એવે વખતે આપણે એવા સ્વદેશને અને ઇશ્વરને બન્નેને એકીસાથે કેવી રીતે વફાદાર રહી શકીએ? બન્નેની આણ કઇ રીતે માનીએ? એવે વખતે ઇશ્વરની આણ માનવા ખાતર સ્વદેશની આણને ઇન્કાર કરવો એ જ શું આપણો ધર્મ નથી? તેથી મારૂં કહેવું તો તમને એ છે કે તમારે એકમાત્ર ઇશ્વરને જ વફાદાર રહેવાને બંધાવું. એટલે દરજ્જે અથવા એની વિરુદ્ધ વર્તીને સાથે સાથે જ બીજા પણ કોઈને વફાદાર રહેવાની ભ્રમણામાં ફસાવું નહિ.'

૫. આ રસમય ચર્ચા હજુ પૂરી થતી હતી એટલામાં તો ટ્રેન ઉપડી. મને એ સુંદર નૌજવાનોની કંઇક દયા આવી અને અસહકારની હિલચાલનું ઉંડું રહસ્ય પણ હું વધુ સમજતો થયો.

૬. માણસજાતને માટે આ સંસારમાં એક જ સાદો, સર્વવ્યાપી અને સર્વોપરી ધર્મ હોઇ શકે અને તે એ કે એક ઇશ્વરને જ વફાદાર રહેવું, અંતરમાં વસતા રામની જ આણ સર્વોપરી માનવી અને એ રામને કોઇ કાળે અંતરમાંથી આથમવા દેવા નહિ. રાજા પ્રત્યેની, દેશ

પ્રત્યેની અગર માનવજાતિ પ્રત્યેની વફાદારી જ્યારે જ્યારે એ ઇશ્વર પ્રત્યેની વફાદારીની આડે ન આવતી હોય ત્યારે ત્યારે અલબત્ત તેમાં સમાય છે, પણ જ્યારે જ્યારે સ્વદેશનું, રાજાનું, કે માનવજાતિનું વલણ ઇશ્વરાભિમુખ ન હોય, એમનાં મોં ઇશ્વરના સિંહાસનની ઉલટી દિશા તરફ હોય, ત્યારે ત્યારે એ બધાની આણને તરછોડીને એકમાત્ર ઇશ્વરની જ આણ માનવી રહી. અહુરમઝદ અને અહરીમાન, ઇશ્વર અને સેતાન એ બે વિરોધી તત્ત્વો બધા જ ધર્મોમાં છે, અને એકને ભજીને બીજાને તજો એવું દરેક ધર્મમાં ઉપદેશાયું છે. હજી યે બીજી વફાદારી આગળ ઉશ્વર પ્રત્યેની વફાદારી ઉચે મૂકનારા આપણામાં ઘણા યે છે. મને ઉમેદ છે કે હિંદુસ્થાનના નૌજવાનો અને તેમને કેળવનારાઓ પોતાના સ્વધર્મ અથવા વફાદારી વિષેના ખ્યાલો ફરી તપાસી જોશે અને જ્યાં તેઓ ભૂલ કરી રહ્યા છે એમ જૂએ ત્યાં તે સુધારી લેશે. કુમળાં મનનાં બાળકોને અર્ધદગ્ધ સૂત્રો કે સેવામંત્રોથી મુગ્ધ કરવા એ નાની વાત નથી.

૭. [આપણી લડતનું મંડાણ કેવળ ઇશ્વર પ્રત્યેની વફાદારી ઉપર જ ખડું થયું છે. રાજાને, દેશને જ વફાદાર રહીને તો આજ આપણે અંધાધુંધી અને ખૂનામરકીની કડવાશના ઘૂંટડા ઘણા યે પીધા હોત.] કોઇ પણ માણસે હિંદુસ્થાનમાં બોલ્શેવિઝમ રોક્યું હોય તો તે ગાંધીએ એમ તમે મને પાંચ વર્ષ પછી કહેશો.



# ૧૯. સલ્તનતની ઓળખાણ.

૧. તમે હિંદુસ્થાનની રાષ્ટ્રીય સ્થિતિ સમજી લો. એ જ્ઞાન લેવા માટે ભારે શિક્ષણ લેવાની યા મોટાં મોટાં પુસ્તકો વાંચવાની જરૂર નથી.

૨. કાણાને કાણો કહેવો એ કાણાના કાનને કડવું લાગે, પણ સાદા શબ્દોનું સત્ય જેટલું સીધું અંતરની આરપાર ઉતરી જાય, તેટલી અસર ગોળગોળ શબ્દો ન જ ઉપજાવી શકે એ દેખીતું છે. જે સરકાર કડવાં કામ કરે છે તેને મીઠા શબ્દોથી યથાર્થપણે કઇ રીતે વર્ણવવી?

૩. સરકારે ઇસ્લામ પર હાથ નાખી, મુસલમાનોને દગો દઈ, એનું રાવણપણું બતાવ્યું છે. આજે ઇસ્લામ અને કાલે હિંદુધર્મ. હિંદુધર્મ ઉપર તો એણે અત્યાર પહેલાં જ ત્રાપ મારી છે, પણ અજ્ઞાનથી આપણે આપણી સભ્યતાનો ત્યાગ કરીને તેની સામે બહુ નથી કર્યું. હિંદુઓએ પોતાના ધર્મનો ત્યાગ ન કર્યો હોત, તો ગાયોની છડેચોક કતલ કરનારને આપણે કેમ સલામી ભરી શકીએ? આ કાંઇ એક વ્યક્તિનો સવાલ નથી. એક વ્યક્તિ ગાય મારે તો તે આપણે સહન કરી લઇએ તે જૂદી વાત છે; પણ આ તો આપણા સરદાર–સરકાર–અન્નદાતા થઇને ગાય મારે તેને કેમ વફાદાર થઇ શકીએ?

૪ હું તમને ખાત્રીથી જણાવવા માગું છું કે આપણી સરકાર રાક્ષસી સરકાર છે. પૂર્વે જેવું રાવણરાજ્ય હતું તેવી સ્થિતિ આજે છે. કારણ, આપણી સરકારે મુસલમાન ભાઇઓની લાગણીઓને મોટો ધક્કો પહોંચાડયો છે, પંજાબનાં સ્ત્રી–પુરુષ–બાળકો ઉપર ભયંકર અત્યાચારે

કર્યાં છે અને આટલું કરતા છતાં યે સરકાર પોતાની ભૂલ કબૂલ કરતી નથી, પશ્ચાત્તાપ નથી કરતી; ઉલટું અત્યાચારો આપણને ભૂલી જવાનું કહે છે. આથી હું આ સરકારને રાક્ષસી કહું છું.

૫. મેં જો કંઇ પણ વસ્તુનું આ જગતમાં અનન્ય દૃઢતાથી સેવન કર્યું હોય તો તે અહિંસાનું, સત્યનું અને બ્રહ્મચર્યનું. તે ત્રણેનું પાલન કેટલું કઠણ છે એ મારો આત્મા જ જાણે છે. ત્રણેનું કાયિક વાચિક પાલન મેં સારી રીતે કર્યું છે એમ મારી માન્યતા છે. મનમાં ક્રોધ નથી આવ્યો એમ કહું તો અસત્ય ભાષણ થાય; મનમાં વિષયવાસના નથી જાગેલી એમ કહું તો પાપી બનું. ભૂલ તો સૌ કોઇ કરે પણ ભૂલ થઇ જાણીને સૌ કોઇ માફી માગે છે, તોબાહ કરે છે. પણ આપણી સલ્તનતે તો ભૂલ કરીને હુંપદમાં તોબાહ કરવાની ના કહી અને આપણને બધા અત્યાચારો ભૂલી જવાનું કહ્યું, માટે એ રાક્ષસી થા છે.

૬. જે જે ચિહ્નો તુલસીદાસે રાવણરાજ્યનાં વર્ણવ્યાં છે તે તે અંગ્રેજી રાજ્યમાં ખરાં પડે છે, તેથી હું તેને રાવણરાજ્ય કહું છું. આમાં રોષ નથી; 'પવિત્ર પ્રકોપ' પણ નથી. એ શાંત ચિત્તે મને થયેલી માન્યતા છે. તેથી પ્રત્યેક અંગ્રેજ કે અંગ્રેજી અમલદાર રાક્ષસ છે એમ કહેવાનો આશય નથી. પણ પ્રત્યેક અમલદાર રાક્ષસી તંત્રનો ચલાવનાર હોઇ અન્યાયનું, દગાનું, અત્યાચારનું સાધન જાણ્યે અજાણ્યે બને છે. આવી મારી માન્યતા છતાં હું જો તેને છૂપાવું તો મેં સત્યનો અનાદર કર્યો કહેવાય. ચોરને ચોર કહેવો, પાપીને પાપી કહેવો એમાં અવિવેક નથી, તે કોસ હાંકનારની ગાળ નથી. ઉલટું જો તે ઉચ્ચાર નિખાલસ ભાવે નિકળેલો હોય તો તે પ્રેમની નિશાની હોઇ શકે.

૭. આપણા રાજ્ય અને રાવણરાજ્યમાં ફરક નથી. જો કાંઇ ફરક હોય તો તે એટલો જ કે રાવણના દિલમાં કાંઈક દયા હશે; કાંઇક ઓછો દગો હશે. તેણે તો મંદોદરીને કહ્યું કે 'દશ મસ્તકવાળો હું શું રામનો મુકાબલો ન કરી શકું ? તું તો દિવાની

થઇ ગઈ છે. હું જાણું છું કે તે અવતારી પુરુષ છે. મને તો ખબર છે કે હું એવો તો બૂરો થઈ ગયો છું કે તેના હાથથી હું મરી જાઉં તોપણ કાંઈ ખોટું નહિ.' પણ આપણી સલ્તનતને તો ખુદાનો ડર રહ્યો જ નથી. ખુદાને હાથે મરીશું એવો ખ્યાલે નથી. તે તો ખુદાને ધ્રોળીને પી ગઈ છે. તેનો ખુદા, તેની તકબ્બરી, તેની દોલત, તેનો દગો છે. યુરોપિયન સંસ્કૃતિ સેતાનિયતથી ભરેલી છે; પણ અંગ્રેજી સલ્તનત સૌથી વધારે સેતાનિયતથી ભરેલી છે. આજસુધી હું યુરોપમાં અંગ્રેજી સલ્તનતને ઓછામાં ઓછી ખરાબ માનતો હતો; હવે તો મારી ખાત્રી થઇ છે કે એના જેવી ખુદાને ભૂલી ગયેલી સલ્તનત બીજી કોઈ નથી. એ સલ્તનતની સેવા હું નથી કરવા માગતો. એના આશ્રય તળે મારાથી એક ક્ષણ પણ ન રહેવાય.

૮. આ સલ્તનત તો પાપને જ ધર્મ માને છે; આ સલ્તનત પોતાના દેશને બીજા દેશોને કચરી નાખીને આબાદ બનાવે છે; તે અત્યાચાર છે. હું હિંદુસ્થાનને બીજા દેશોને કચરી–તારાજ કરીને આબાદ કરવા ઇચ્છતો નથી, બીજાના ધર્મનો લોપ કરીને હિંદુસ્થાનને હું ચડાવવા નથી ઇચ્છતો; પણ આ સલ્તનત તો કહે છે કે બાદશાહીને સારૂ ગમે તેવા અત્યાચાર અમે કરીશું. સલ્તનત બોલતી નથી, કરી બતાવે છે. પંજાબમાં તેણે કરી બતાવ્યું છે. હું કૃષ્ણનો પૂજારી તમને સહુને કહું છું કે એવી સલ્તનતની નિશાળોને, તેમની અદાલતોને તમે ફેંકી દેજો. મારા શરીર માટે મને કોઇનો ડર નથી; મારૂં શરીર તો હું એ સલ્તનતને સોંપીને જ અહિં બેઠો છું; તમારા દિલની સરદારી તમે ઇશ્વરને જ સોંપજો. તે વખતે તમારી બેડી તૂટી જશે.

૯. અંગ્રેજી સલ્તનત અત્યારે લાલચ અને લોભને વશ પડેલી છે. લાલચથી જ તે અહિં આવી હતી. ઇસ્ટ ઇન્ડિયા કંપની લાલચને લીધે જ અહિં આવી. તેણે આવીને જોયું કે રાજ્ય

વિના વેપાર ચાલે તેમ નથી. તેણે તો અહિં સોના અને રૂપાની ખાણો જોઇ. તે ખાણો તે આપણાં શરીર અને તે પરનાં વસ્ત્રો. એ સોનાં-રૂપાં લૂંટવા સારૂ એ સલ્તનતે આપણને નગ્ન કર્યાં. તેણે લાલચોથી, અત્યાચારોથી, અનેક પ્રકારના જૂલમોથી આપણાં કપડાં હરણ કરી લીધાં.

૧૦. બંગાળમાં, ચંપારણમાં, આસામમાં હજારો વીઘા જમીન લઇને તેઓ પાક કરે છે. પણ ત્યાં પણ મજુરી જૂઓ તો આપણી જ. બધો વેપાર કાં તો દબાવીને કાં તો ફોસલાવીને કરવામાં આવે છે. આમ આ સલ્તનત શામ, દામ, ભેદ અને દંડ એવી જે ચાર નીતિઓ કહેલી છે તે બધીનો ઉપયોગ કરીને આપણા ઉપર રાજ્ય ચલાવી રહી છે. સરકાર પૈસા તો ચોરતી જ હતી; પણ હવે તો તે આપણા માનની ચોરી કરવા લાગી છે. જ્યાંસુધી એ કેવળ પૈસાની ચોરી કરતી હતી, ત્યાંસુધી મેં એની બરદાસ્ત કીધી. મેં મારા આશ્રમના જેવો એની સાથે વ્યવહાર રાખ્યો. જેમ આશ્રમમાં હું કોઇ ચોરને શિક્ષા કરતો નથી, તેમ મેં સરકારને પણ સહન કરી. પણ જ્યારે સરકારે મારા દેશના માનને છેડ્યું, ત્યારે હું ચેતી ગયો કે એ તો રાવણનો અવતાર છે, એનો સંહાર કરવો જોઇએ. આથી હું રામચંદ્રનો અવતાર છું એમ નથી કહેવાનો દાવો કરતો; એને આપણે ઇશ્વર માનીએ છીએ. હું ઇશ્વર નથી, તમે પણ નથી, પણ આપણે બધા રામચંદ્રના વારસ છીએ. તેની તપશ્ચર્યા, તેનાં દુઃખ વેઠવાનો આપણો ધર્મ છે.

૧૧. સરકારને હું ડાકુની સાથે સરખાવતો આવ્યો છું. કોઈ ડાકુ આપણી મિલ્કત લૂંટી જાય અને પછી આપણને તેમાંથી અર્ધી પાછી આપવા માગે તો તે શું આપણે લઈ શકીએ? પણ આ સરકાર તો ડાકુના કરતાં પણ બૂરી છે. સરકારે આપણને ખાલી કર્યાં છે એટલું જ નહિં, પણ તે તો આપણા આત્માનો કબજો લેવા બેઠી છે. સરકાર આપણને ગુલામ બનાવવા બેઠી છે.

તો તેને આપણે એટલું જ કહેવાનું રહે છે કે જ્યાંસુધી અમારૂં વિત્તમાત્ર જ નહિ પણ અમારી આબરૂ, અમારી સ્વતંત્રતા, પાછી ન આપો ત્યાંસુધી તમારી સાથે મહોબ્બત રાખવી હરામ છે.

૧૨. કોઇ પણ મનુષ્યનો સ્વભાવ નીચ હોઇ શકે છે એમ માનવું મારી વૃત્તિથી વિરુદ્ધ છે. પણ નોકરશાહીના મનના અધઃપતન વિષે મારી પાસે એટલો બધો પૂરાવો છે, કે મને લાગે છે કે નોકરશાહી પોતાનો ઉદ્દેશ પાર પાડવા માટે અમુક વસ્તુ ન જ કરે એમ રહ્યું નથી. ચંપારણ જતાં પહેલાં ત્યાંના ખેડુતો ઉપર ચાલતા અત્યાચારો વિષે મેં જે વિગતો સાંભળી તેના ઉપર પ્રથમ તો મારો મુદ્દલ જ વિશ્વાસ બેઠો નહિ એ અક્ષરશઃ સાચું છે. પણ જ્યારે હું ત્યાં ગયો ત્યારે મેં જોયું કે ત્યાંની સ્થિતિ મારી આગળ વર્ણવવામાં આવી હતી તેના કરતાં તો ઘણી જ વધારે ખરાબ હતી. જલિયાંવાલા બાગ જેવી નિર્દોષ લોકોની કાંઇ પણ કારણ વગર અને કશી ચેતવણી આપ્યા વગર કતલ થઈ હશે એમ માનવાને પણ પ્રથમ તો હું તૈયાર નહોતો. માણસ જેવા માણસને પેટે ચાલવાની સજા થઇ હશે એમ માનવા પણ હું તૈયાર નહોતો. પણ મેં મારી આંખે જોયું, અને જોઇને હું દિંગ થઇ ગયો કે મેં સાંભળ્યું હતું તેના કરતાં બનેલા બનાવો વધારે ગંભીર અને ગોઝારા હતા. અને આ બધું શાને સારૂ કરવામાં આવ્યું? કહેવાતી શાંતિ અને વ્યવસ્થાને નામે; પણ ખરેખર તો ખોટો મોભો ટકાવવા માટે, ખોટું રાજ્યતંત્ર ટકાવી રાખવા માટે અને અસ્વાભાવિક વ્યાપાર પોષવા માટે!

૧૩. જેમ જેમ આ રાજ્યતંત્રનો હું વધુ વધુ અભ્યાસ કરતો જાઉં છું તેમ તેમ મારી તો વધુ ને વધુ જ ખાત્રી થતી જાય છે કે આ રાજ્યને સુધારવાના કાર્યમાં થીગડાં દઇને ચલાવી લેવા મથવું એ કેવળ ફાંફાં છે. અર્ધદગ્ધ ઇલાજોને હવે સ્થાન જ નથી. ધરમૂળમાંથી બધો પલટો થવાની જરૂર છે. પણ હું જે રાજ્યપલટાની હિમાયત કરી રહ્યો છું તે ખૂનામરકી અને તોપતલવારથી

ચનારો નહિ પણ દેશના ઉંચા દરજ્જાના હોદ્દા ભોગવનારાઓના રહેણીકરણીને લગતા ખ્યાલોના પલટાને વિષે છે. મારે સાફ કહી દેવું ઘટે કે સિવિલ સર્વિસની ઉપલી શ્રેણીના નોકરોને મળનારા રોજ ઉડીને વધતા જનારા પગારોનું ધોરણ જોઇને હું તો ચમકું જ છું. પાવડે પગાર ખેંચનારા આ રાજ્યકર્તાઓની જિંદગીમાં અને તેમના પગ તળે છૂંદાતી ધૂંધવાતી કરોડોની પ્રજા જે જિંદગી ગાળી રહી છે તે વચ્ચે કશું યે સરખાપણું તમે જોઇ શકે છો ? ગામડાઓમાં કે રસ્તાપર મળતાં સેંકડો હજારો કંગાળ લોકો સામુ જૂઓ. તેમનાં મળી ગયેલાં પેટ, તેમની આંખોની જગ્યાના કૂવા અને તેમની દૂરથી ગણી શકાતી પાંસળીઓમાં તમે મારા કથનનો જીવતો–જાગતો પૂરાવો જોશો.

૧૪. ઉંડા અભ્યાસ પછી હું કહી શકું છું કે હિંદની આર્થિક અને નૈતિક સ્થિતિ બ્રિટિશ અમલમાં જેવી કંગાળ છે તેટલી નબળી કદિ નહોતી, કોઇ જમાનામાં આવી કંગાળ નહોતી. પગથી તે માથાસુધી કોઇ બાદશાહત હિંદુસ્થાનને દબાવી દઇ શકી હોય તો તે આ જ છે એમ મને લાગે છે. આ બાદશાહતમાં ભલભલા ચમરબંધીને પણ નમવું પડે છે અને અપમાન સહેવાં પડે છે એવું તો મર્હુમ હિંદના દાદા અને ગોખલે કહી ગયેલા. આ જ બાદશાહતમાં લાલા હરકિશનલાલ જેવા ડરકણ માણસને અશાંતિ અટકાવવા જતાં કાળાપાણીની સજા થયેલી અને લાલા દુનીચંદ જેવા કદિ જાહેરમાં ન બોલનાર પણ એ જ સજા પામેલા; આ જ બાદશાહતમાં બહાદુર ચતુર લૉર્ડ સિંહા જેવાને સિવિલ સર્વિસ ઘોળીને પી ગઇ છે. આ સખ્ત લડત ચાલી રહેલી છતાં આસામમાં બીજો જલિયાંવાલા * બન્યો. જે દૂષિત પ્રથાને લઇને આ બધું થઈ રહ્યું છે તેને મિટાવવા અથવા તો સુધારવા આપણે મથી રહ્યા છીએ.

---

* ગોરખપૂરના અત્યાચારો.

૧૫. જે હિંદી સરકાર વડી સત્તાની અનીતિને શરણ થવાની પ્રજાને સલાહ આપી રહી છે તેણે એ વડી સત્તાને ભાગે આવનારી નાલેશીમાં પણ ભાગીદાર થવું જ જોઇએ. કોઇ પણ નોકર વિશ્વાસઘાત થયા પછી કે પોતાની ઇજ્જત પર હાથ નખાયા પછી પોતાને મળતા હૂકમોને માન આપવાને બંધાયેલો રહેતો નથી. સર્વેની સુલેહના કરારે કરેલી પ્રતિજ્ઞાઓનો તેમ જ સામાન્ય ખાનદાનીના નિયમોનો ચોકખો ભંગ નથી તો બીજું શું છે? ભૂખે મરતાની જોડે ખરી સહાનુભૂતિ ધરાવનારો તો એના દુઃખમાં સાથી બનશે, એને ભૂખના દુઃખથી દીવાનો બનતો જોઇને ગોળીએ દેવા નહિ નિકળે. જો અંધાધુંધી હિંદુસ્થાનમાં ફેલાશે જ તો તેની જોખમદારી હિંદી સરકાર ઉપર અને જે કોઇ તેને તેના આટ-આટલાં દુષ્કૃત્યો છતાં નભાવવામાં મદદ કરી રહ્યું છે તેમની ઉપર જ રહેશે; જેઓ તેમના દુષ્કૃત્યોનો અમલ કરવા ઇન્કાર કરી રહ્યા છે, જેઓ લોકોને એ અક્ષમ્ય દુષ્કૃત્યોને ભૂલી જવા કહેવાનું અશકય કામ કરવાની ના પાડી પ્રજાના રોષને યોગ્ય માર્ગે જ વહેવા દેવાની મહેનત કરી રહ્યા છે તેમના ઉપર કદાપિ નહિ.

૧૬. સરકારને સેતાની કહેવાતી જોઇ નામદાર વાઇસરૉય હેરાન થઇ રહ્યા છે. એ વર્ણન પોતાની જાતને લાગુ કરવામાં તેઓ નામદાર ભૂલ કરે છે. કારણ વ્યક્તિઓને તો કોઇ જ સેતાની કહેતું નથી. વળી આ કાલ્પનિક આરોપની લ્હાણમાં પોતાના હિંદી સાથીઓને પણ ભેળવવાની નામદાર વાઇસરૉયની ચાલાકી તો છેક જ ઉઘાડી પડી જાય છે. પણ જે રાજ્યતંત્ર નામદાર વાઇસરૉય તેમ જ તેમના સાથીઓ—પછી તે અંગ્રેજ હોય કે હિંદી—ચલાવી રહ્યા છે તે તો સેતાનના એકેએક ગુણોથી વિભૂષિત છે,—દગાબાજી, પાખંડ પાપપુણ્ય નીતિ-અનીતિના ખ્યાલનો હડહડતો તિરસ્કાર, પ્રસંગ પડયે ગમે તેવો સિતમ ગૂજારવામાં પાછું વાળીને ન જોવું, અને બહુ તો અધકચરા એકરાર કરવા છતાં એવા દુષ્કૃત્યનો બચાવ જ કરવાની વૃત્તિ—આમાંના કયા ગુણમાં ચાલુ રાજ્યતંત્ર કંગાળ છે?

૧૭. જે તંત્ર ધરમૂળમાંથી સડી ગયું છે અને જેણે અંગ્રેજ કે હિંદી સૌ કોઇની માણુસાઇ સરખે જ અંશે હરી લીધી છે તે તંત્રની સામે આપણે લડી રહ્યા છીએ. સાચે જ આપણે એક રોગને દફનાવવામાં લાગ્યા છીએ. અંગ્રેજો અથવા હિંદીઓ હેતુપૂર્વક આસુરી વૃત્તિને પોતાનામાં પોષે છે એમ માનવાની હું ના પાડું છું. એથી ઉલટું મારો એ વિશ્વાસ છે કે પોતે શું કરી રહ્યા છે તેનું તે બિચારાઓને ભાન નથી. એટલું તો ચોક્કસ છે કે પોતે કશું ખોટું કરી રહ્યા છે એમ તેમને લાગતું જ નથી. ઉલટું, આપણામાંના ઘણા જેમ સામાન્ય વ્યવહારમાં અધીરાઇને લીધે એવાં કામો કરી બેસીએ છીએ કે જેનો બચાવ 'જરૂરિયાત'ની લંગડી દલીલ વિના બીજી રીતે ન જ થઇ શકે, તેમ તેમનામાંના ઘણા પણ જૂલમ અને ત્રાસ એ માનુષી વર્તનનો જ એક ભાગ છે એવું જ નિખાલસપણે માનતા હોય એવો પુષ્કળ સંભવ છે.

૧૮. બ્રિટિશ રાજ્યબંધારણ વિષેની મારી કલ્પના જ એવી છે કે માથું ઉંચું રાખનારને જ એ મદદ કરે છે. નબળાનું એ રક્ષણ કરી શકે છે એમ હું નથી માનતો. માત્ર જોરાવર જ એના આશરા હેઠળ ફુલેફાલે છે. દુબળાં રખડી મરે છે. ખરૂં તો એ છે કે હિંદી માટે એક કાયદો છે અને અંગ્રેજ માટે બીજો કાયદો છે, દેશસેવક માટે એક કાયદો છે અને જૂલમગાર માટે બીજો છે. એકની બાબતમાં નીતિવાળું તે જ બીજાની બાબતમાં અનીતિમાન્ મનાય છે.

૧૯. [પોતાને ભૂલ વગરની અને આકાશમાંથી ઉતરી આવેલી માનતી સરકાર એમ ધારે છે કે પોતાનો] હક્ક પ્રજાની ઉપર પોતાની મરજી લાદવાનો અને પ્રજાને તેની પોતાની મરજી મુજબ વર્તવાની છૂટ આપવાના ઇન્કારનો છે. પ્રજા જો સરકારના એ હક્કને કબૂલ રાખવા અને પોતાની ઇચ્છાઓને સંકેલી મૂકવા તૈયાર ન હોય તો કેદમાં જઇને બેસે.

૨૦. મારામાં તો ચાલુ રાજ્યતંત્ર પ્રત્યેની અપ્રીતિ કેવળ ઉભરાઇ

રહી છે. ખરે જ, આ રાજ્યતંત્રને નિહાળીને મને જેટલો ત્રાસ છૂટે છે તેટલો ભાગ્યે જ બીજા કોઇને છૂટતો હશે. ચાલુ સરકાર પ્રત્યે અપ્રીતિ એ તો આ દેશમાં અત્યારે સામાન્યમાં સામાન્ય સાર્વત્રિક અનુભવની વસ્તુ છે. પણ કોઇને તો એમ લાગે કે જ્યાંસુધી બોલનારાઓનાં વચન ખૂનામરકીની ઉશ્કેરણી ઇત્યાદિથી દૂષિત ન હોય ત્યાંસુધી પોલિસને એમની પાછળ લાગવાનું કારણ નથી. પણ આ સરકારની મોટામાં મોટી ખોડ જ એ છે કે એની રાજ્યનીતિમાં મેળ જેવી કોઈ વસ્તુ જ નથી. મર્હુમ મિ. ચેમ્બરલેન જીવ્યા ત્યાં સુધી પોતાની એ શ્રદ્ધા જાહેર કરીને અભિમાન માનતા કે અંગ્રેજ અધિકારીના મોઢાનો શબ્દ તે 'અત્ર મતુ તત્ર શાખ' સમેત કરેલા લખતથી કોઈ રીતે ઉતરે નહિ. આપણો દુઃખદ અનુભવ તો આજે આપણને એમ કહી રહ્યો છે કે અંગ્રેજ સરકાર જેવી સરકારનો કરેલો કરાર પણ આજે કચરાની ટોપલીમાંનાં કાગળથી વધુ કિમ્મતનો નથી.

૨૧. સરકારના દોષનું દર્શન કરાવતાં સરકાર પ્રત્યે દ્વેષ વધે તેથી કંઈ દોષને છૂપાવાય નહિ. નિર્દોષનો દ્વેષ ન કરવો એ અદ્વેષનો ગુણ સૂચવતું નથી. દોષિતનો પણ દ્વેષ ન કરે તે જ અદ્વેષતાનો ગુણ શોભાવે છે; તેથી હું અંગ્રેજી સલ્તનતના મહા દોષો બતાવતો છતાં તેમના પ્રત્યે ઉત્પન્ન થતા દ્વેષને રોકી, ખૂનને રોકી, તેઓનો અસહકાર કરીને તેઓનાં હૃદયને બદલાવવાનો અથવા તેઓની પાસે હિન્દુસ્થાન ખાલી કરાવવાનો ધોરી માર્ગ બતાવી રહ્યો છું.

૨૨. તેમ કરતાં લોકોમાં ઘડીભર દ્વેષ વધશે. 'બૉલ્શેવિઝમ' જેવા ગાંડાઓનો ઉપદ્રવ પણ થશે; તો તેને અટકાવવા હું પ્રયત્ન પણ કરીશ. પણ અંગ્રેજી સલ્તનત જેવી છે તેવી રહે તેના કરતાં ઉપદ્રવોને હું સહ્ય માનીશ. અંગ્રેજી પ્રતિષ્ઠિત બૉલ્શેવિઝમના કરતાં દેખાઇ રહે તેવું ગાંડુ બૉલ્શેવિઝમ દૂર કરવું વધારે સહેલું છે એમ હું માનું છું.

૨૩. સરકારને હજુ સત્તાનો મદ છે. દારૂગોળાના મારાથી દબાવવાની હજુ તેને આશા છે. આપણા મતની કે આપણી બલિદાન દેવાની શકિત ઉપર તેને વિશ્વાસ નથી બેઠો. અને જ્યાં સુધી આપણને દબાવી શકવાની આશા રાખે ત્યાંસુધી સરકાર આપણી સાથે સમાધાનીની વિષ્ટિ કરે તે પણ જેવી શેઠ નોકરની સાથે કરે તેવી જ હોય.

૨૪. સરકારના હિમાયતીઓ કહે છે કે આપણી માગણી એવી બેહૂદી છે કે તેનો અમલ અશકય છે. અશકય કહેવાથી કંઈ વસ્તુનો અમલ અશકય નથી થતો. અથવા એક અશકયતા ઇચ્છાને અભાવે હોય છે અને બીજી શક્તિને અભાવે.

૨૫. પ્રજાની ઇચ્છાઓને ઝીલનાર કોઇ પણ પ્રામાણિક સરકાર પ્રજાનાં મન રાજી કરવાની આવી સોનેરી તક ન ગૂમાવે, ઉલટી અનાયાસે દારૂના દુષ્ટ વ્યસનને પ્રજામાંથી દફનાવે, નબળાસબળા અધકચરા રાષ્ટ્રીય કેળવણીના અખતરાઓનો પણ સ્વાશ્રયના પ્રયત્ન તરીકે આદર કરી ઉત્તેજન આપે, લવાદ દ્વારા કજીઆ પતવવાની પ્રજાની ઇચ્છાને ઉદ્દીપ્ત કરે. અને આળસના ઓસડ તરીકે સંચાકામથી નિકળતા દેશી કાપડની પૂરવણી તરીકે પણ હાથકંતામણ અને રેંટિયાના જીર્ણોદ્ધારને આવકારદાયક લેખે. કોઇ પણ પ્રજાહિતદક્ષ સરકાર આ લડતનો મર્મ સહેજે સ્વીકારે, સાનમાં તેનું ધાર્મિક સ્વરૂપ સમજી જાય અને તેના મૂળમાં રહેલાં શુભ હેતુ તથા તેના નૈતિક બળ સામું જોઇ પોતા પ્રત્યેના તેના વિરોધ તરફ દુર્લક્ષ કરે એટલું જ નહિ, પણ બળ, ચારિત્ર્ય અને પવિત્રતાની પિપાસા પ્રજામાં ફરી એકવાર પ્રવર્તાવવાના પ્રયત્નને વધાવી લે પણ સરકાનું હૃદય ન પલટાય ત્યાંસુધી એવું કયાંથી બને? અને એવો પલટો જોવાની આશા આજ હજી ન રાખી શકાય.

૨૬. સંભવે છે કે મારા વિચારમાં દોષ હોય, મારી બુદ્ધિમાં મંદતા કે જડતા હોય; પણ મારી આંખને આ સરકારના રંગઢંગમાં કયાં યે પશ્ચાત્તાપનો લવલેશ સરખો દેખાતો નથી

એટલું જ નહિ, પણ હું તો એને ઉલટી પ્રજાને ઘોંચપરોણા કરી કરીને તેને હાથે તોફાન કે મારફાડ કરાવવાની અને પછી ફરી પાછી ડાયરશાહી ચલાવવાનું ખાસ્સુ બહાનું શોધવાની પેરવી કરી રહેલી દેખું છું. પંજાબના પાપનું જે એક જ રસ્તે પ્રાયશ્ચિત્ત સંભવે છે તે કરવાના સરકારના ઇન્કારનો અર્થ જ એ છે કે અમૃતસરની પેઠે લોકો જ્યાં જ્યાં કયાં યે ઘેલા થાય ત્યાં ત્યાં ડાયરશાહી ચલાવીને અપરાધી નિરપરાધી સૌ કોઇને ધોળે દહાડે તારા દેખાડી દેવા અને અમૃતસરના એક અધિકારીના શબ્દોમાં કહીએ તો આજની પ્રજાના અપરાધનાં ફળ એમનાં છોકરાંનાં છોકરાંને ભોગવવાં પડે એટલે સુધી એમની વલે કરવી.

૨૭. સરકાર તલવારનું શૂરાતન સમજે છે અને એ તલવારનો તોડ પણ આપણી સામે તેણે કરી રાખ્યો છે. એ તો આપણે કયારે ભૂલેચૂકે પણ ખૂનામરકી કરીએ એની વાટ જ જોઈ રહી છે. ખૂનામરકીનો મુકાબલો કરવામાં અને તેને દાબી દેવામાં તે અજીત છે. તેથી જ આપણે અહિંસાધર્મ ઉપર દૃઢ રહીને તેમની હિંસ્રવૃત્તિને થીજવી દઇશું. તલવાર ચલાવવાની તરસ જેના ઉપર તે ચાલવાને ટાંપી રહી હોય છે તેના તરફથી કશો જવાબ ન મળતાં એનીમેળે મરી જાય છે.

૨૮. એ સલ્તનત સાથે મુકાબલો કરવામાં હું ધર્મની હાનિ બિલકુલ જોતો નથી. સગા દીકરા સામે હું પ્રસંગ આવે તો અસહકાર કરી શકું તેમ સલ્તનત સાથે પણ કરૂં. એ પણ ધર્મ છે. માણસ માત્ર ભૂલથી ભરેલો છે, પાપી છે. હું કબૂલ કરૂં છું કે હું પોતે સંયમધર્મ પાળું છું તોપણ હું સંપૂર્ણ નથી. મારામાં પાપ અને અપૂર્ણતા ભરેલાં છે. તો યે હું પાપથી ડરૂં છું. મારામાં ત્રુટિઓ છે તેને કહાડવાને હું પ્રયત્ન કરૂં છું. હું તેમનો ગુલામ નથી.

૨૯. અત્યારનું રાજ્ય એ રામરાજ્ય નથી એ રાવણરાજ્ય છે. એ રાવણરાજ્યમાં આપણે પીડાઇએ છીએ, અને પાખંડ

શીખીએ છીએ. આવા રાવણના રાજ્યમાંથી મુક્તિ કેવી રીતે મેળવી શકીએ? પાખંડીઓની જોડે પાખંડી બનીને? શઠની જોડે શઠતાથી મુકાબલો કરીને? પાખંડમાં આપણાથી તેમને કેમ પહોંચાશે? એ સલ્તનતના ભેદોને આપણાથી કેમ પહોંચાશે? જે સલ્તનતે પોતાના છળકપટથી પાખંડી યુરોપને પણ મહાત કર્યું છે તેની સામે અહિંના પાખંડીઓ શું કરી શકવાના છે? હિંદુ–મુસલમાનને પાખંડ કરવું હોય તોપણ આપણી પાસે પાખંડ નથી. રાવણને પાખંડથી મારવો હોય તો તેના જેવાં દશ માથાં ને વિશ ભુજા જોઇએ તે કયાંથી લાવવાં? એને મારવાનું કામ રામ જેવો પાખંડી જ કરી શકે. રામની પાસે શું પાખંડ હતું? એણે બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું, એને ઇશ્વરનો ડર હતો એની સેના વાંદરાઓની હતી. વાંદરાંઓએ કોઇ દિવસ હથિયાર ઉપાડ્યાં છે? આજે પણ આપણે દીવાળી ઉજવીએ છીએ તે એ રામનો રાવણ ઉપરનો વિજય ઉજવીએ છીએ. પણ એ વિજય આપણે ત્યારે જ ઉજવી શકીએ જ્યારે આપણે આ દશ નહિ પણ હજાર માથાંવાળા રાવણને છિન્નભિન્ન કરી શકીએ, તે નથી કરી શકયા ત્યાંસુધી આપણે માટે વનવાસ જ રહ્યો છે. તમે સીતાજીના જેવી સતીઓની ઉપર કુદૃષ્ટિ ન કરો તો જ આ સલ્તનતને તમે મહાત કરી શકશો. સેતાનને કોઇ મહાત કરી શકયો હોય તો તે ઇશ્વર જ છે. તેણે જ સેતાનને પેદા કર્યો અને તે જ તેને મારી શકે છે. આદમીની શક્તિથી તે હારતો નથી. એકલા ઇશ્વરની ગુલામી કરનાર માણસ મારફત ઇશ્વર જ તેને હરાવે છે.

૩૦. આવી રાક્ષસી સલ્તનતની રૈયતે શું કરવું? તુલસીદાસજીએ કહ્યું છે કે જે અસંત છે, જે બૂરા છે તેમની અસંગતિ કરવી–તેમનો સંગ છોડવો; તેમની મહોબ્બત તોડવી. તેમનો અસહયોગ કરવો, તેમને મદદ આપવી બંધ કરવી. પણ આપણે રામ નથી માટે આપણે એના શરીરને મારીને કશું ન કરી શકીએ. આપણે તો માનીએ છીએ કે એની દુષ્ટ વાસનાઓને લીધે એ

વારંવાર નવા નવા શરીરો ધારણ કર્યા કરશે પણ આપણે વાલ્મીકિ—તુલસીદાસજીની આજ્ઞા પાળી તેના સંગનો ત્યાગ કરવો જોઇએ; તેની દુષ્ટતાનો નાશ કરવો જોઇએ. પારસી—કુરાન–બાઇબલ–સ્વામિનારાયણે એ જ શીખવ્યું છે કે દુષ્ટનો સંગ ન કરવો, એને મદદ ન દેવી–લેવી.

૩૧. સીતાજીએ જેવો રાવણની સાથે અસહકાર કર્યો, રામચંદ્રજીએ જેવો રાવણની સાથે અસહકાર કર્યો તેવો અસહકાર આપણી સ્ત્રીઓ, પુરુષોએ સરકાર સામે કરવાનો છે. રાવણે સીતાજીને લાલચો આપી નાના પ્રકારનાં પકવાન્ન મોકલ્યાં, પણ સીતાજીએ તેની અવગણના કરી, અને રાવણના પંજામાંથી છૂટવાને તેમણે ભારે તપશ્ચર્યા કરી. જ્યાંસુધી સીતાજી રાવણના હાથમાંથી છૂટયાં ન હોતા ત્યાંસુધી તેમણે કાંઇ વસ્ત્રાભૂષણ યા અલંકારોથી પોતાનું અંગ શણગાર્યું ન હતું. રામચંદ્રજી અને લક્ષ્મણજીએ ભારે ઇન્દ્રિયદમન કર્યું. ફળફૂલ, કંદમૂળ ખાઇને સંયમમાં દિવસ ગૂજાર્યા. બન્ને ભાઈઓએ કઠણ બ્રહ્મચર્યવ્રત પાળ્યું. તમને હું કહેવા માગું છું કે જ્યાંસુધી આ જાલિમ સલ્તનત આપણા ઉપર બેઠી છે ત્યાંસુધી તમે સૌ બહેનો, અને આપણા સૌ ભાઇઓને કશો શણગાર કરવાનો અધિકાર નથી. જ્યાંસુધી હિંદુસ્થાન સ્વતંત્ર નથી, મુસલમાનોના ઘા રૂઝાયા નથી, ત્યાંસુધી આપણે માટે ફકીરી જરૂરની છે. આપણે એશઆરામ આપણા શોકાગ્નિમાં બાળીને ભસ્મ કરવાં જોઇએ. હું દીન વચનથી તમારી પાસે માગું છું કે એશઆરામ તજી કઠણ તપશ્ચર્યા કરો હૃદય અને મનને પવિત્ર રાખો.

૩૨. આ એક યજ્ઞ છે તેમાં જ્યારે આપણે આપણું બલિદાન દઈશું ત્યારે આપણે જાતે વિશુદ્ધ થઇશું અને આ રાવણરાજ્યને મિટાવીને રામરાજ્યની સ્થાપના કરી શકીશું. એ રામરાજ્ય તે સ્વરાજ્ય છે. સ્વરાજ્ય સ્થાપ્યા વિના આપણે આ રાક્ષસી રાજ્યમાંથી છૂટી શકીએ તેમ નથી.

૩૩. વિચાર કરીએ તો આપણે જોઇશું કે સ્વરાજ્ય મેળવવા સારૂ આત્મશુદ્ધિ મેળવવાની હદ જ નથી. જેમ વહેલી શુદ્ધિ તેમ વહેલું સ્વરાજ્ય. આટલું તો આપણે સમજી લેવું જ જોઇશે કે આપણો આત્મશુદ્ધિનો દાવો ખરો હોય તો આપણે આપણું વર્તન સૂધાર્યે જ જવું જોઇશે. કીડીથી માંડી કુંજર સુધી સૌના હક્કો તપાસી આપણે તે આપવા જોઇશે. એમ કર્યે આપણા હક્કો આપણને જગત્ વગર માગ્યે આપશે એ વિષે કોઇએ શંકા જ ન રાખવી.

૩૪. આપણે યા તો વધારે રાક્ષસી બીજાને આ રાક્ષસી નીતિને રોકવી રહી અથવા તો રાક્ષસી નીતિથી અલગ રહી તેને મટાડવી રહી. પાપ, અન્યાય કોઈ કાળે સ્વતંત્રપણે નભી શકતાં જ નથી. તેને હંમેશાં ઓથ જોઇએ જ. તેથી જ સર્વ ધર્મનું શિક્ષણ છે કે પાપની સાથે અસહકાર કરવો એ પરમ ધર્મ છે. પણ જો તેમ કરીને આપણે પાપનીતિ દૂર કરવી હોય તો આપણે દરેક ક્ષણે વિચાર કરીને આપણા જીવનને પાપમાંથી બચાવી લેવું એટલે પાપી નીતિ એની મેળે પડી ભાંગશે.

૩૫. આપણે આપણા શીલનું રક્ષણ કરવું હોય તો અસહકાર વિના બીજો ઉપાય નથી. વિદ્યાર્થીઓ શાળાત્યાગ એ કારણથી કરતાં અટકે છે કે આજે શાળા છોડીશું તો કાલે આપણા શિક્ષણનું શું થશે? હું તમને વિશ્વાસ આપું છું કે જે શ્રદ્ધાથી જાનકીજી રાવણનો આહાર તજતાં હતાં—રામચંદ્રજી પાસેથી તેમને આહાર તો પહોંચતો જ હતો—તે શ્રદ્ધાથી તમે આ સેતાની સલ્તનતનું શિક્ષણ છોડશો તો તમારે માટે રામચંદ્રજી અને શ્રીકૃષ્ણ ભગવાન્ શિક્ષણની ગોઠવણ કરશે.

૩૬. ગીતામાં અભેદબુદ્ધિ કહી છે તેનો અર્થ શું? જ્યાંસુધી પંજાબના પુરુષો ઉપર જે મારપીટ થઇ, પેટ અને નાક ઘસાવવામાં આવ્યાં, વિદ્યાર્થીઓની ઉપર અત્યાચાર થયા, તે તમારા ઉપર જ થયા હતા એમ તમને ન થાય ત્યાંસુધી તમે અભેદબુદ્ધિ નથી મેળવી.

શ્રીસમર્થ રામદાસ સ્વામી વિષે કહેવાય છે કે તેમણે કોઇને ચાબુક મરાતી જોઈ હતી ત્યારે તેમને એટલું દુઃખ થયું હતું કે તેમની પોતાની પીઠ ઉપર ચાબુકની સોળો દેખાઇ. રામદાસ સ્વામીએ કેળવેલી આ અભેદદૃષ્ટિને લીધે તેઓ આપણા પૂજ્ય થઈ પડ્યા છે. પંજાબમાં અને મુસલમાનોને જે ગેરઈન્સાફ થયો છે તે આપણને જ થયો છે એમ આપણને ન લાગે તો આપણે ઇસ્લામનું રક્ષણ શી રીતે કરી શકીશું, હિંદુધર્મનું રક્ષણ શી રીતે કરી શકીશું? [ હિંદુસ્થાનપૂરતી પણ અભેદબુદ્ધિ આપણે ન મેળવી શકીએ તો હિંદને ફોલી ખાતી સરકારને આપણે કઇ રીતે મિટાવી શકીએ ? ]

૩૭. સરકારે અસહકારને નિંદવામાં દંભનો ઉપયોગ પુષ્કળ કર્યો છે. સરકાર કહે છે કે અસહકારથી અંધાધુંધી થશે. પણ સરકાર જાણે છે કે અસહકારની સાથે જ વ્યવસ્થા શરૂ થઈ છે. સરકારની કેળવણીનો ત્યાગ એટલે કેળવણીની અવ્યવસ્થા નહિ પણ ગુલામીની કેળવણી મટી સ્વતંત્રતાની કેળવણીની સ્થાપના; સરકારની અદાલતનો ત્યાગ એટલે ટંટાફિસાદોનો વધારો નહિ પણ તેનો પંચોની મારફતે ચૂકાદો; ધારાસભાનો ત્યાગ એટલે ધારાઓનો–સંયમનો ત્યાગ નહિ પણ સ્વચ્છંદી કાયદાઓ મટી પ્રજાને માન્ય એવા સંયમો રૂપી ધારાઓનું સ્વેચ્છાએ પાલન; પરદેશી કાપડનો ત્યાગ એટલે નગ્નાવસ્થા નહિ પણ પ્રજાએ પોતાની હસ્તકળાથી ઉત્પન્ન કરેલા પવિત્ર કાપડનો શરીરરક્ષાજોગો પવિત્ર ઉપયોગ; સરકારની સિપાઇગિરીની ભરતીનો ત્યાગ એટલે પ્રજામાં પોતાની રક્ષા કરવાની શક્તિ; આમ સરકારની સામે અસહકારનો અર્થ પ્રજામાં અંદરઅંદર સંપૂર્ણ સહકાર એમ છે.

૩૮. સરકારના દંભનો પાર નથી તેમ તેની ઉદ્ધતાઇનો યે પાર નથી. જે માણસ નકામો ડર બતાવે છે તે ઉદ્ધત છે. જે ન થઇ શકે એવો દાવો કરે છે તે ઉદ્ધત છે. સરકાર એવો દાવો કરે છે કે હિંદુસ્થાનને બહારના હૂમલાના ભયથી તે જ બચાવે છે. અને કહે છે કે જો અસહકારની ફત્તેહ થાય તો, એટલે સરકાર વિદાયગીરી

લે તો, હિંદુસ્થાનની સ્થિતિ નમાયા બાળકના જેવી કેવળ રક્ષારહિત થઇ જાય અને હિંદુસ્થાનની ઉપર ગમે તે પ્રજા હૂમલો કરી શકે. હકીકત એવી છે કે જ્યારે આપણી વચ્ચે સહકાર હોય, જ્યારે આપણે હિંદુ, મુસલમાન, શીખ ઇસાઈ, પારસી એક પ્રજા છીએ એમ માની નિડરપણે સ્વાશ્રયી બની રહીએ, પ્રજા પોતાની જોઇતી અન્નવસ્ત્રાદિની હાજતો હિંદુસ્થાનમાં જ ઉત્પન્ન કરે ત્યારે હિંદુસ્થાન ઉપર કટાક્ષ કોણ કરી શકનાર છે ?

૩૯. અહિંસાનો, શાંતિનો અર્થ નામર્દાઈ નથી, તેનો અર્થ શુદ્ધ મર્દાનગી છે. હિંદુસ્થાનપર એવો હૂમલો થાય ત્યારે હિંદુસ્થાન કાં તો પરમ શાંતિથી શત્રુનો પરાજય કરે અથવા તો તેનાથી એ રીતે એવી ઉદ્ધતાઇ સહન નથાય તો તેની ક્ષત્રિય જાતો—શીખ, મુસલમાન વિગેરે હૂમલાખોરને દંડ દે. અહિંસા, અમનનો અર્થ પરાધીનતા-દુર્બળતા નથી. શૌર્ય ત્યાં જ ક્ષમા હોઇ શકે. જ્યારે સરકારને છેલ્લી સલામ કરવાનો વખત આવશે ત્યારે હિંદુસ્થાન આજની જેમ નિસ્તેજ નહિ હોય પણ તેનું તેજ ચોમેર ઝળહળી રહ્યું હશે. જો કોઇ એમ કહે કે એવો દિવસ કંઈ આવે ? તો એવી શંકા કરનારને જવાબ એટલો જ અપાય કે જ્યાંસુધી એવો દિવસ આવે નહિ ત્યાંસુધી હિંદુસ્થાન સ્વરાજ્ય ભોગવવા લાયક ન જ બને. અને જ્યારે એવો શુભ દિવસ આવવાનો હશે ત્યારે તે કેવળ શાંતિમય અસહકારથી જ આવ્યો હશે.



# ૧૭. અપશબ્દ.

૧. જેઓ પોતાને અસહકારી કહેવડાવે છે તેઓ જેટલે અંશે ગાળો બોલવામાં રોકાય છે તેટલે દરજ્જે તેઓ અલબત્ત હિંસા કરે છે અને પોતાના અહિંસાવ્રતનો ભંગ કરે છે. પણ 'હકીકતમાં અસહકારીઓનું દરેક ભાષણ ગાળોનું અને બદબોઈનું એક એક સ્તોત્ર જ હોય છે' એ મત જોડે હું મળતો થઇ શકતો નથી. હુ ખાત્રી આપું છું કે અસહકારીઓનાં ભાષણો જો સરકારની સામે કટુ વચનોથી ભરપૂર હોયછે તો તે આપણી પોતાની સાથે ઓછાં કટુ વચનોવાળાં નથી હોતાં. વળી તે નિંદા અને બદબોઇના કરતાં અહિંસા, હિંદુ–મુસલમાન એકતા અને સ્વદેશીની તરફેણની દલીલોથી વધુ ભરપૂર હોય છે. અને મારા કથનનો સૌથી સચોટ પૂરાવો એજ છે કે એ ત્રણે બાબતોમાં લોકો તરફથી સુંદર જવાબ મળી રહેલ છે. લોકો ઉપર અસર પડયા વગર તો પ્રજાએ આ બધી પ્રગતિ નથી જ કરી એ દેખીતું છે.

૨. પણ ગાળ એટલે શું એ પણ જરા તપાસી જોવું ઘટે છે. કોષમાં ગાળનો અર્થ અપશબ્દ, ગેરશુકન એવો આવે છે. અપશબ્દ એટલે ખોટો શબ્દ, શબ્દનો અવળો અગર ખોટો ઉપયોગ. એટલે કે જો ચોરને હું ચોર કહું અગર તો લફંગાને લફંગો કહું તો હું એને અપશબ્દ કે ગાળ બોલું છું એમ ન જ કહેવાય. કોઢિયાને કોઇ કોઢિયો કહે તેમાં તે પોતાનું અપમાન નથી સમજતો, એટલું જ કે માણસ જે વિશેષણ વાપરે તે તેણે ઇરાદાપૂર્વક વાપરેલું હોવું જોઇએ અને તે સાબિત કરી આપવાની તેની તૈયારી હોવી જોઇએ. આ દૃષ્ટિએ જોતાં દરેક દાખલામાં અને દરેક પ્રસંગે વપરાયેલાં વિશેષણોને વખોડી કહાડવા હું

અસમર્થ છું. વળી એવાં નિંદાજનક વિશેષણો એ હંમેશાં જ વાપરનારની હિંસ્રવૃત્તિ સૂચવનારાં હોય છે એવો નિયમ નથી. હું જાણું છું કે એવાં વિશેષણો તદ્દન યોગ્ય અને સંપૂર્ણપણે લાગુ પડનારાં હોય તોપણ જેની સામે તે વપરાયાં હોય તેની સામે મારફાડ કરાવવા ખાતર જો તે વાપરવામાં આવ્યાં હોય તો તે હરકોઈ સ્થળે અગર પ્રસંગે હિંસાની નિશાની છે; પણ એ જ યથાર્થ વિશેષણો જ્યારે સામાને એવી નિર્ભર્ત્સના કરીને તેની ટેવમાંથી છોડાવવાને ખાતર અગર તો શ્રોતાજનોને એવા માણસની સંગત તજવાનું કહેવા ખાતર વાપરવામાં આવ્યાં હોય ત્યારે તેમાં કશું યે અજુગતું નથી.

૩. હિંદુધર્મગ્રંથો દુષ્ટોની એવી નિર્ભર્ત્સનાથી ભરપૂર છે. એવાઓની ઉપર તેમાં નિંદાના શબ્દોના વરસાદ વરસાવેલા છે. તુલસીદાસજી દયાધર્મના મૂર્તિમંત અવતાર હતા. પણ તેમણે સુદ્ધાં રામના શત્રુઓને લગતાં જે વિશેષણોથી રામાયણ ભર્યું છે તે વિશેષણોની ભાગ્યે જ કોઇ વિશેષણ સરસાઈ કરી શકશે. એમને ઘણાં ખરાં નામ જ એવાં આપ્યાં છે કે જે પોતે જ એ દુષ્ટોના કોઇ ને કોઈ દુષ્ટ ગુણ સૂચવતાં હોય. અને ઇશુ ખ્રિસ્તે પણ જેમને તેણે 'કાળોતરા સાપ, પાખંડી, અને ધોળી કબરોની ઓલાદ' કહ્યા તેમની ઉપર ઇશ્વરી કોપ ઉતરવાનું શાપવચન ઉચ્ચારતાં આંચકો ખાધો શું? બુદ્ધ ભગવાને પણ ધર્મને નામે નિર્દોષ બકરાંઓના ભોગ આપવા નિકળેલાઓને માટે વાપરેલાં વિશેષણો મુલાયમ હતાં શું? કુરાન, ઇશુ, ઝંદ-અવસ્તા, શું કોઇ ધર્મગ્રંથ એવાં વિશેષણોના ઉપયોગ વિનાનો નથી. એટલું જ કે આમાંના એકે સત્પુરુષનો એ વિશેષણો વાપરવામાં દુષ્ટ હેતુ નહોતો. તેમને તો માત્ર તેમની સામેની વ્યક્તિઓ અગર વસ્તુઓને યથાર્થ રૂપે વર્ણવવી હતી અને તેને માટે તેમને ભાષા પણ એટલી જ સચોટ પસંદ કરવી પડી કે આપણને સારા અને નરસા વચ્ચેનો ભેદ તત્કાળ સમજાય.

તેની મુદ્દત પૂરી થયા અગાઉ રાજીનામું ન આપે તો રિટાયર થવાની ફરજ પાડવામાં આવે. મુદ્દત પૂરી થયે તો વાઇસરૉય શું કે બીજા અમલદારો શું, કયારે જાય છે એ લઇને મારે શું કરવું છે? મારે તેમની પાસે પશ્ચાત્તાપ કરાવવો છે, તેમનાં અંતઃકરણ બદલવાં છે; અને તેમાંનું કશું તો હું નથી જ જોતો. એવી સ્થિતિની અમૃતસર કૉંગ્રેસ વેળાએ મેં ઉમેદ રાખી હતી, તેથી જ સરકાર જોડે સહકાર કરવાની તરફેણમાં મેં કૉંગ્રેસને તે વેળાએ એટલો બધો આગ્રહ કર્યો હતો. પણ પાછળથી મારી આંખો ઉઘડી અને દુઃખી અંતઃકરણે મેં જોયું કે બ્રિટિશ પ્રધાનમંડળે કે હિંદી સરકારે કોઇએ મૂળથી જ કદિ હિંદનું ભલું ઇચ્છયું નથી. પશ્ચાત્તાપ કરવાને બદલે તમને ઉલટું દેખાડી દેવામાં આવ્યું કે બ્રિટિશ રાજ્ય હેઠળ જો તમારે રહેવું હશે તો જૂલમ અને ત્રાસની આણ તમારે માની લેવી પડશે. આટલા માટે જ હું આ જાલિમોની ટોળીને અત્યારની અદાલતોની અને રાષ્ટ્રીય શાળાઓ ન સ્થાપી શકું તો મારાં છોકરાંઓના શિક્ષણની સુદ્ધાં ભેટ ચડાવવા ઇચ્છું છું.

૨૧. પણ એવી રાષ્ટ્રીય શાળા પ્રથમ સ્થપાય અને પછી આપણાં છોકરાંઓને આપણે શાળામાંથી ઉઠાડીએ એવી રાહ જોવાની હું ચોકખી ના પાડું છું. જરૂર ઉભી થશે એટલે સાધનો એનીમેળે ઉભાં થશે. આપણાં છોકરાંઓ શાળા બહાર નિકળશે એટલે આપણા માલવિયાજી જ રાષ્ટ્રીય શાળાઓ માટે ફંડ ઉઘરાવવા ફરતા થઇ જશે. હું હિંદીઓને જ્ઞાનવગરના રાખવા નથી માગતો. દરેક હિંદી રીતસર કેળવાય, પોતાના રાષ્ટ્રની પ્રતિષ્ઠા સમજતો થાય અને પોતાને ગુલામ બનાવનારી કેળવણી લેવા ઇન્કાર કરે એમ હું ઇચ્છું છું.

૨૨. બે જ બાબતો છેલ્લી કહી લઇશ. પ્રજા ઝીણા ભેદ નથી સમજી શકતી. એને તો એમ જ લાગે છે કે પ્રજા સરકારની જોડે સહકાર કરવા ઇન્કાર કરતી હોય ત્યાં નવી ધારાસભા રૂપે ભૂલથી પ્રજાના પ્રતિનિધિ મનાતા મંડળમાં તો અસહકાર સૌ પહેલાં દેખાઇ આવવો જોઇએ. અને તેમ થતાં સરકારની આંખો જરૂર ઉઘડી જશે. વાત તો એમ છે કે ધારાસભામાં જવાની ના પાડનારા ધારાસભાઓનો બહિષ્કાર કરીને કંઇ બેસી રહેશે નહિ, પણ દેશના એકબીજા છેડા સુધી ફરીને સરકારની નહિ પણ લોકોની નજરે એકેએક પ્રજાકીય દુઃખ લાવશે અને કૉંગ્રેસ પણ દર વર્ષે એ દુઃખોને જાહેર કર્યા કરશે; જેથી એ બધાં દુઃખોનું જોસ આ મહાપ્રજામાં તે દૂર કરવાની અસાધારણ ધગશ આણે અને તેના મહાક્રોધનો સંયમ કરી તેને અદમ્ય કાર્યશક્તિના રૂપમાં ફેરવી નાખે.

૨૩. ધ્યાન રાખજો કે મુસ્લીમ લિગ તો ધારાસભાઓનો સંપૂર્ણ બહિષ્કાર પોકારી ચૂકી છે. આપણો ચોથો ભાગ એકમેર ખેંચે અને ત્રણ ભાગ એથી તદ્દન ઉલટી દિશાએ ખેંચે એ શું સારૂં છે? બન્ને સ્વતંત્ર છતાં એક જ દિશાએ ખેંચતા હોત તો જૂદી વાત હતી. દરેક મુસલમાન ધારાસભાનો બહિષ્કાર કરે તો હિન્દુઓ ધારાસભામાં રહીને અડચણ કરવાની નીતિ અખત્યાર કરીને કશો લાભ ઉઠાવી શકે ખરા? મુસલમાનો તો ધાર્મિક દૃષ્ટિએ ધારાસભામાં જઇ વફાદારીના સોગંદ લેવાને પાપ માને છે. અહિં વ્યવહારુ મનાતી રાજ્યનીતિના હિમાયતી આગેવાનોનું આ વાત તરફ હું ખાસ ધ્યાન ખેંચું છું. જો તમે એમ માનતા હો કે મુસલમાનોના ઠરાવ નામના જ છે તો મારી દલીલ અલબત્ત ભાંગી પડે છે. પણ જો તમે માનતા હો કે મુસલમાનો ઉંઘમાં વાત નથી કરતા, તેઓ થયેલા અન્યાયથી ઉકળી રહ્યા છે અને દિવસ જતા જાય છે તેમ તેમ એ અન્યાયની લાગણીઓ મોળી

પડવાને કે ભૂલાઈ જવાને બદલે વધુ ને વધુ તીવ્ર થતી જવાની-તો તમે જોશો કે હિન્દુ મદદ કરે કે ન કરે તોપણ મુસલમાનો તો આગળ વધ્યે જ જવાના. એ જ બાબતનો નિર્ણય આ કૉંગ્રેસે કરવાનો છે. તેથી હું માનપૂર્વક જણાવું છું. કે મેં વગરવિચાર્યે આ રસ્તો નથી પકડયો, વગરવિચાર્યે મારા જેવા એક સામાન્ય, એકાકી, ભૂલ કરનારા માણસે દેશના સારામાં સારા આગેવાનો સામે ઉભા રહેવાનું માથે નથી લીધું. એમાં જ હું તો ધર્મ જોઈ રહ્યો છું. હિન્દુ-મુસલમાન વચ્ચે એકતા કરવી હોય અને તે કાયમની કરવી હોય તો અત્યારે જ્યાંસુધી મુસલમાનો ખાનદાન રસ્તે, ખૂનામરકી વગર, ગેરવ્યાજબી માગણીઓ ન કરતાં ન્યાયની માગણી કરી રહ્યા છે, ત્યાંસુધી હિન્દુઓએ સંપૂર્ણ રીતે તેમની પડખે ઉભા રહ્યા વિના છૂટકો નથી.

૨૪. હું તમારો વધુ વખત નહિ રોકું. મેં વકીલ ન બનતાં નિષ્પક્ષપાતપણે દરેક દલીલ તમારી સમક્ષ મૂકી છે. મેં તો પંચ તરીકે આ વસ્તુ તમારી પાસે મૂકવા પ્રયત્ન કર્યો છે, જે માટે હું માલવિયાજીનો આભારી છું. એમને હું એટલા માનું છું કે એમને રીઝવવાની ખાતર હું પ્રાણ આપતાં પણ ન અચકાઉં. પણ ફરજ અને અંતઃકરણના અવાજની વાત આવી પડે ત્યારે તો એમના પ્રત્યેની મારી ફરજમાંથી પણ હું મુક્ત થાઉં છું અને એઓ પણ મને મુક્ત કરે છે; અને જો હું એમને માન આપતાં છતાં એમના મતથી જૂદો એવો મારા અંતઃકરણને શુદ્ધ લાગે છે તે માર્ગ લઇ શકું છું, તો આ મંડપમાં મળેલાં સર્વ ભાઇબહેનોની પાસેથી પણ હું એ જ માગી લઉં છું કે મારા પોતાના વિષેનો કોઇ પણ જાતનો ખ્યાલ તમારો મત બાંધવામાં બિલકુલ વચ્ચે ન આવવા દેતાં તમે આ ઠરાવ ઉપર તમારો મત આપજો. અંતે જો તમે આ ઠરાવ મંજુર કરો તો તે ઉઘાડી આંખે કરજો. જો તમારામાંથી દરેક જણ દેશને માટે અને કાયમની હિન્દુ-મુસલમાન એકતાને

માટે ઠરાવમાં સૂચવેલો આપભોગ આપવા તૈયાર અને શક્તિમાન્ હો, તો વગરઆનાકાનીએ આ ઠરાવ * પસાર કરજો; ન હો તો તેટલી જ દૃઢતાપૂર્વક તેને નામંજુર કરવાનું બળ બતાવજો.



* અસહકારના ઠરાવ ઉપર નોંધાયેલા મતની ગણત્રીનું પરિણામ બહાર પાડવામાં આવ્યું તે પ્રાંતવાર નીચે મુજબ હતું:—

| | ગાંધીજીના ઠરાવની તરફેણમાં. | બાબુ બિપિનચંદ્ર પાલની ઉપસૂચનાની તરફેણમાં. |
|---|---|---|
| બંગાળ ... ... ... | ૫૫૧ ... ... | ૩૯૫ |
| મુંબઈ ... ... ... | ૨૪૩ ... ... | ૯૩ |
| મદ્રાસ ... ... ... | ૧૬૧ ... ... | ૧૪૫ |
| પંજાબ ... ... ... | ૨૫૪ ... ... | ૯૨ |
| સિંધ ... ... ... | ૩૬ ... ... | ૧૬ |
| બિહાર—ઓરિસ્સા ... ... | ૧૮૪ ... ... | ૨૮ |
| સંયુક્ત પ્રાંત... ... ... | ૨૫૯ ... ... | ૫૮ |
| આંધ્ર — ... ... | ૫૯ ... ... | ૧૨ |
| મધ્ય પ્રાંત — — ... | ૩૦ ... ... | ૩૩ |
| દિલ્હી ... ... ... | ૫૬ ... ... | ૯ |
| બ્રહ્મદેશ ... ... ... | ૧૪ ... ... | ૪ |
| બિરાર ... ... ... | ૫ ... ... | ૨૩ |
| | ૧૮૫૨ | ૯૦૮ |

# ૨૧. દેશનો નિરધાર.



૧. અસહકારનો ઠરાવ * સૂચવે છે કે આપણે નિરાધાર અને આશ્રિત દશામાંથી નિકળી ગયા છીએ. પ્રજાએ એક ઈશ્વર વિના બીજા કોઈની પણ મદદ સિવાય પોતાના ધ્યેયને પહોંચવાનો સંકલ્પ કર્યો છે. પોતાના હક્ક સ્થાપિત કરવાનો અને દુનિયામાં છાતી કહાડીને ચાલવાનો પ્રજાનો દૃઢ નિશ્ચય અને અડગ ધૈર્ય આ ઠરાવમાં જોવામાં આવે છે. આ ઠરાવ સરકારને કહે છે કે તમારાથી થાય તેટલો સીતમ ગૂજારો, તેથી કંઈ વળવાનું નથી. એક દિવસ એવો આવશે જ્યારે તમારે પરાણે પશ્ચાત્તાપ કરતાં આવવું પડશે. વેળાસર ચેતો અને હિંદુસ્થાનના ત્રિશ કરોડ વતનીઓને તમારા કાયમના કટ્ટા દુશ્મન બનાવી ન બેસો. આ ઠરાવમાં સરકારને માટે આપણાં દ્વાર ખુલ્લાં છે. વિનીત મિત્રોને પણ ખિલાફતના અને પંજાબના અને તેથી હિંદુસ્થાનની સ્વતંત્રતાના ઝુંડા તળે સામેલ થવું હોય, સરકારની દાનત જો ઇન્સાફ પર હોય, અને ન્યાય આપવા માગતી હોય, જો તેમની આ બધું કરવાની દાનત હોય, તો હું તેમને ઇશ્વરને સાક્ષી રાખીને અને ખરા દિલથી જણાવું છું કે તેમને માટે આ ઠરાવમાં દ્વાર ખુલ્લાં છે. પણ જો તેમની દાનત સાફ ન હોય તો બારણાં બંધ છે. ભેગા મળીને મસલત કરી શકાય તેવું છે અને તેમાં હું સામેલ થાઉં, પણ તે મસલત સાચી હોય તો, આ બેઠકમાં આપણે ભીખ માગતા જવાનું ન હોય તો જ. આપણને મહેરબાનીની રાહે કશું ન જોઈએ. ભલે

---

* વધુ માટે જૂઓ પરિશિષ્ટ ख અને ग

આપણામાંથી ઘણાને મરવું પડે. પણ તેઓની દાનત જો સાચી હોય તો હું પ્રજા તરફથી તેમને ખાત્રી આપું છું કે આ ઠરાવમાં તેમને માટે દ્વાર ખુલ્લાં છે.

૨. આ ઠરાવમાં આપણે ઉદ્ધત બનીને યુદ્ધ માગી લેતા નથી, પરંતુ જે સત્તા ઉદ્ધતાઇ ઉપર આરૂઢ થયેલી છે તેને આપણે જરૂર કહેણ આપીએ છીએ. જે સત્તા પોતાનું રક્ષણ કરવાની ખાતર વિચારનું અને મંડળો બાંધવાનું સ્વાતંત્ર્ય કચરી નાખવા ઇચ્છે છે–પ્રજાનાં આ બે ફેફસાંને જ દબાવીને તેને પ્રાણવાયુથી વંચિત કરે છે, તેવી સત્તાને હું તમારી તરફથી નમ્ર છતાં અમોઘ કહેણ આપું છું. જો એવી કોઇ સત્તા આ દેશમાં હોય તો તેને હું તમારી તરફથી કહેવા ઇચ્છું છું કે એ સત્તા કાં તો જમીનદોસ્ત થશે, અગર તો આ મહાન્ કાર્ય બજાવતાં હિંદુસ્થાનમાં દરેક નરનારી આ પૃથ્વીના પડ પરથી નાબૂદ થઇ જશે ત્યાંસુધી જંપીને બેસશે નહિ.

૩. આ ઠરાવમાં દઢતા, નમ્રતા અને નિશ્ચય એ ત્રણે રહેલાં છે. જો મસલતમાં ભાગ લેવાની સલાહ આપી શકત તો તમને હું જરૂર સલાહ આપત. એક મારો પ્રભુ જાણે છે કે શાંતિ મને કેટલી પ્રિય છે, પરંતુ હું ગમે તે ભોગે શાંતિ નથી મેળવવા ઇચ્છતો. હું પત્થરની શાંતિ નથી માગતો. હું શ્મશાનની શાંતિ નથી ઇચ્છતો. આખી દુનિયામાં બાણના વરસાદની સામે ખુલ્લી છાતીએ એકમાત્ર ઇશ્વરને આશરે ફરનારા મનુષ્યના હૈયામાં વસતી શાંતિ મારે જોઇએ છે.

૪. કેટલાક હિંદુ–મુસલમાન ભાઇઓના મનમાં વસવસો છે કે ગાંધી કયે રસ્તે દોરી જાય છે? તે બાબત હું ખુલાસો કરવા માગું છું. હું કોઇના પણ દીનમાં દાખલ થવા નથી ઇચ્છતો. દીનની બાબતમાં જે કરૂં છું તે હું સમજીને કરવા ઇચ્છું છું.

૫. જબાન અને હાથથી શાંતિ કાયમ રાખવી એ તો સૌને કબૂલ છે, પણ વિચારમાં–ઇરાદામાં સુદ્ધાં શાન્તિ કેવી રીતે રાખી

શકાય? હું કહું છું આજસુધી આપણે જબાન સાફ નથી રાખી. ખિલાફત અને પંજાબના સવાલો માટે આપણે શાન્તિના કસમ લઇ ચૂકયા છીએ, પણ આપણે આપણી જબાન સાફ રાખી શકયા નથી. જ્યાંસુધી દિલના ગુસ્સા પર કાબુ નહિ રાખો, દિલના મેલને નહિ હઠાવો ત્યાંસુધી હાથથી અને જબાનથી શાંતિ રાખવી અસંભવિત છે. હું દરેકને પૂછું છું કે જ્યારે જ્યારે કોઇ મા તેના બાળકને મારે છે, ગાળ દે છે ત્યારે તે ગાળ કે માર કયાંથી આવે છે? દિલમાંથી જ.

૬. તમે જો ખરેખર હિંદુસ્થાનને આઝાદ બનાવવા ઇચ્છતા હો, હિંદુ, મુસલમાન, શીખ, પારસી, યહુદી તથા ખ્રિસ્તી સૌ ભાઇ બનવા માગતા હો, તો શાંતિને સ્વીકારવી જ જોઇશે. શાંતિ વિના હિંદુ-મુસલમાન ચાર દિન પણ ભેગા રહી શકવાના નથી. ઘડીમાં એક બીજાનાં દિલ મેલાં થશે. પાગલ હિંદુ કહેશે કે સોમનાથનાં દેવળનું શું? પાગલ મુસલમાન કહેશે કે અમારા દીનનું શું? તુર્કસ્થાન, અફઘાનીસ્થાન જેવી સત્તાઓ અમારી છે, હિંદુસ્થાન સાથે અમે શા સારૂ રહીએ? હું ભવિષ્ય વાણી ઉચ્ચારૂં છું કે શાંતિ છોડશો તો મૂઆ પડ્યા છો, તો હિંદુસ્થાન આઝાદ નહિ થાય. દરેક જગ્યાએ, દરેક વખતે શાન્તિની હું અહિં વાત નથી કરતો પણ આ વખતે તો શાન્તિ જોઇશે જ. હિંદુસ્થાનમાં સૌ મહોબ્બતથી રહેવા ચાહતા હો તો કેવી રીતે રહેશો? દરેક બાબતમાં તલવારથી જ ફેંસલો લાવવાનો ખ્યાલ રાખશો તો કયાં સુધી નભશો? શીખો અંગ્રેજ પાસે ચાલ્યા જશે, પારસીઓ તો જરૂર જશે. હિંદુ અને મુસલમાન કહેશે કે અમે પણ જઇએ. અંગ્રેજી સલ્તનતમાં કંઇ નહિ તો મંડપ બાંધીને અમે શાન્તિથી મહાસભા તો ભરી શકતા હતા! અમારી ઓરતોની ઇજ્જત તો રહેતી હતી. હું તો એટલો જ એકરાર તમારી પાસે માગું છું કે જ્યાંસુધી તમે અસહકારની લડતમાં સામેલ હો, સ્વયંસેવક જમાતમાં જ્યાંસુધી તમે દાખલ હો ત્યાંસુધી તમારે શાંતિ જાળવવી.

૭. આપણે એક કસમ લેવાના છે, કે જેલની અને મારપીટની બરદાસ કરવાને આપણે તૈયાર છીએ, તેમ જ મોતની બરદાસ કરવાને તૈયાર છીએ. અને તે શામાટે ? અમારા મુલકને માટે અમારા મજહબને માટે. તે સાથે બીજી શરત એ છે કે તેમ કરતાં છતાં પોતાના ગુસ્સાને રોકીએ. બરદાસનો અર્થ જ એ છે કે હું ગાળ દઉં, છતાં તમે સામી ગાળ ન દો. હઝરતઅલી પર કોઈ પાગલ થૂંકયો. તેઓ ઉઠયા અને થૂંકનારને ચૂંબન કર્યું–માફી બક્ષી. તેઓ જો સામા થૂંકયા હોત તો ઇસ્લામ આજ આવો ન હોત. આ પુરાણી રીત છે. આ કંઇ ગીતાજીમાં, ભાગવતમાં, કે કુરાને–શરિફમાં કે ગ્રંથસાહેબમાં જ છે એમ નથી. બધા ધર્મોમાં એ જ વાત છે કે સબુરીથી જે કામ લેશે તેની ભૂલ ખુદા માફ કરશે–ખુદા કલ્યાણ કરશે.

૮. હું હંમેશને માટે તમારી તલવારને છીનવી લેવા નથી માગતો, અત્યારે તો છીનવી લઉં જ. તેમાં આપઘાત નથી. આપઘાત હિંદુ અને મુસલમાન બન્ને ધર્મમાં હરામ છે. પરસ્ત્રી પર કુદૃષ્ટિ કરનાર–અત્યાચાર કરનાર કોઈ પાગલ હોય તો તેણે તો જરૂર સાબરમતીમાં પડી મરવું જોઇએ. બાકી સ્ત્રીને પોતાનું શિયળ જાળવવાનો બીજો માર્ગ ન હોય ત્યારે તે આપઘાત કરે. પણ દેશને ખાતર સબુરી જાળવતાં મરણને ભેટવું પડે તો તે આપઘાત હરગીઝ નથી. હિંદીઓ નિશ્ચય કરે છે કે હિંદુસ્થાનનું તારણ શાંતિ વિના અશકય છે, કેમકે શાંતિ વિના હિંદુસ્થાન એક ન થાય, શાંતિ વિના રેંટિયો ન ચાલે. હિંદુ–મુસલમાન એકતા વિના અને રેંટિયા વિના હિંદુસ્થાન એક ડગલું પણ આગળ ન જઈ શકે. હિંદુ–મુસલમાન એકતા એ હિંદુસ્થાનના પ્રાણ છે, રેંટિયો શરીર છે, બન્નેની જડ શાંતિમાં રહેલી છે. આજે પણ હજી તમને સમજાવવાનું બાકી રહ્યું હોય તો હું પણ પાગલ અને તમે પણ પાગલ. અનુભવથી જૂઓ કે શાંતિથી, અસહકારથી ફાયદો થયો છે કે નહિ ? આજે સ્વરાજ્ય કેમ નથી મળ્યું એ સવાલ મને કોઇ

પૂછી નહિ શકે. સ્વરાજ્ય તો તમારા ખીસ્સામાં પડેલું છે. દામ દો ને લો. મખ્ખીચુસને સ્વરાજ્ય નહિ મળે. શૌકતઅલી તો આ જ કહેત કે આજે તમે સ્ત્રીને પુત્રને સૌને છોડો, ફકીર બનો. તમે હજી પણ સમજ્યા ન હો તો મારી જીભથી હવે હું તમને કંઇ સંભળાવવા નથી માગતો. હું ચાહું છું: તમે ઇશ્વરની પ્રાર્થના કરો, તમારા પોતાના પર ઇતબાર રાખીને પોતાના દિલને પૂછો, એકાંત સ્થાનમાં જઇને બંદગી કરો, અને તમારા ભીતરના અવાજને પૂછો કે મેં વાત કહી તે સહી છે કે નહિ. સહી માનતા હો તો તેની સારી રીતે કદર કરો અને તૈયાર થઇ જાઓ. જેલ બહાર હશે તેણે કારણ બતાવવું પડશે. કારણ હશે તો ઠીક, નહિ તો તમારી અને મારી ભારે ફજેતી થશે.

૯. ધ્યેય એ કપડાં જેવી વસ્તુ ન હોવી જોઇએ કે જે ઘડીમાં પહેરાય અને ઘડીમાં કહાડી નખાય. ધ્યેય તે છે કે જેને માટે પ્રજાઓ જમાનાના જમાના સુધી મરી જાય છે.



# પરિશિષ્ટ क.

## કલકત્તા કૉંગ્રેસનો ઠરાવ.

ખિલાફતની બાબતમાં હિંદી સરકાર તેમ જ સામ્રાજ્ય સરકાર બન્ને તેમની હિંદુસ્થાનની મુસલમાન પ્રજા પ્રત્યેની ફરજ અદા કરવામાં હડહડતી રીતે ખોટી નિવડી અને મુખ્ય પ્રધાને પોતે આપેલાં વચનનો જાણી જોઇને ભંગ કર્યો. આથી મુસલમાન ભાઇઓ ઉપર આ રીતે આવી પડેલા ધાર્મિક સંકટને ન્યાયની રીતે દૂર કરવામાં મદદ કરવાની દરેક બીજી હિંદી કોમની ફરજ થઇ પડી છે; વળી ૧૯૧૯ ના એપ્રિલ મહિનામાં બનેલા બનાવોના સંબંધમાં પંજાબની નિર્દોષ પ્રજાનું રક્ષણ નહિ કરવામાં તથા જે અમલદારોએ સિપાઇને ન છાજે એવી જંગલી રીતો અખત્યાર કરી ગુન્હા કરેલા, તેમને શિક્ષા નહિ કરી તથા જે સીધી કે આડકતરી રીતે ઘણા ખરા અમલદારોના ગુન્હાઓ માટે તથા પ્રજાનાં દુઃખો તરફ નિષ્ઠુર વર્તન માટે જવાબદાર ગણી શકાય એવા સર માઇકલ ઓડવાયરને નિર્દોષ ઠરાવી, એ બન્ને સરકારે પ્રજા તરફ અત્યંત બેદરકારી અને કર્તવ્યભ્રષ્ટતા દર્શાવી છે; વળી એ જ બાબતમાં આમની–અને તેથી યે વિશેષ ઉમરાવોની–સભામાં જે ચર્ચા થઇ, તે ઉપરથી (વિલાયતમાં) હિંદુસ્થાનની પ્રજા તરફ સમભાવનાનો અત્યંત અભાવ, અને પંજાબમાં ત્રાસ વર્તાવી પ્રજાને દાબી દેવાની રાજ્યનીતિની ખરેખરી પસંદગી જ ઉઘાડાં પડ્યાં છે; અને વાઇસરૉયના છેલ્લા ભાષણ ઉપરથી ખિલાફત અને પંજાબની બાબતમાં જરા યે પશ્ચાત્તાપની લાગણી નથી એમ પૂરવાર થાય છે.

૨. આ સર્વે હકીકતો ઉપરથી, આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે

(૧) આ બે અન્યાયોના સંબંધમાં જ્યાંસુધી ન્યાય ન મળે ત્યાંસુધી હિંદુસ્થાનમાં સંતોષ વર્તી શકે નહિ; અને પ્રજાનું સ્વત્વ દર્શાવવાનો તથા આવા અત્યાચારો થતા ફરીથી અટકાવવાનો સફળ થઇ શકે એવો એક જ માર્ગ રહ્યો છે—અને તે એ કે હિંદુસ્થાનમાં સ્વરાજ્ય સ્થાપવું.

(૨) આ કૉંગ્રેસનો વળી એવો અભિપ્રાય છે કે જ્યાંસુધી એ અન્યાયો દૂર થાય નહિ અને સ્વરાજ્ય સ્થપાય નહિ ત્યાંસુધી ખૂનામરકી સિવાયની ક્રમે ક્રમે વધતી અસહકારની રાજ્યનીતિને પસંદ કરી તેનો અમલ કરવા સિવાય બીજો કોઇ પણ માર્ગ હિંદી પ્રજા પાસે રહ્યો નથી.

(૩) આ વિષયમાં શરૂઆત કરવાની પહેલી ફરજ જે વર્ગ પ્રજામત કેળવી તેના પ્રતિનિધિ રૂપે ઉભો છે તેની ઠરે છે તેથી તથા માન-ચાંદ દ્વારા, શાળાઓ ઉપરના અંકુશ દ્વારા, અદાલતો અને ધારાસભાઓ દ્વારા, સરકારની સત્તા બાંધે છે તેથી, અને આ હિલચાલમાં ઓછામાં ઓછું જોખમ ખેડવું પડે, અને ધારેલી મુરાદો બર આણવા માટે ઓછામાં ઓછો ભોગ આપવો પડે; એ સર્વે કારણોનો વિચાર કરી, આ કૉંગ્રેસ પ્રજાને આગ્રહપૂર્વક એવી સલાહ આપે છે કે:—

(ક) ખિતાબો અને માનના (ઑનરરી) હોદ્દાઓ, તથા મ્યુનિસિપલ અને લોકલ મંડળમાં સરકારે નિમેલા અધિકારના હોદ્દાનાં રાજીનામાં આપવાં.

(ખ) સરકારની લેવીઓ તથા દરબારોમાં, તથા સરકારી અમલદારોએ ભરેલા કે એમના માનમાં ભરાયેલા

સરકારી કે અર્ધસરકારી મેળાવડાઓમાં હાજરી આપવા ના પાડવી.

(ગ) સરકારની માલિકીની, એની મદદથી કે એના અંકુશ તળે ચાલતી શાળાઓમાંથી છોકરાંઓને રફતે રફતે ઉઠાડી લેવા, અને તેને બદલે દરેક પ્રાંતમાં રાષ્ટ્રીય શાળાઓ અને કૉલેજો સ્થાપવી.

(ઘ) વકીલોએ અને પક્ષકારોએ રફતે રફતે સરકારી અદાલતોનો બહિષ્કાર કરવો, અને તેને બદલે પોતાની ખાનગી તકરારોનો નિકાલ કરવા ખાનગી પંચાયતો સ્થાપવી.

(ઙ) લશ્કરી, કારકુની અને મજુરી કરનારા વર્ગોએ મેસોપોટેમિયામાં ભરતી થવા ના પાડવી;

(ચ) સુધારેલી કાઉન્સિલોની ચૂંટણી માટે કોઇએ ઉભું ન રહેવું; અને લોકોએ કૉંગ્રેસની સલાહને ન ગણકારતાં કોઈ કાઉન્સિલમાં જવા બહાર પડે તો તેને મત ન આપવા.

(છ) વિદેશી માલનો બહિષ્કાર કરવો.

૩. અસહકારની હિલચાલની એક નેમ લોકોમાં સંયમ અને આત્મભોગની વૃત્તિ ઉપજાવવાની છે; કારણકે એ બે ગુણો વિના કોઈ પણ પ્રજા ખરી ચડી શકે નહિ; આ બે ગુણો કેળવવા પ્રથમથી જ દરેક સ્ત્રી,પુરુષ અને બાળકને તક મળે, તેટલામાટે અસહકારની શરૂઆતથી જ આ કૉંગ્રેસ પ્રજાને કાપડમાં સ્વદેશીવ્રત પાળવાની સલાહ આપે છે; પણ હિંદુસ્થાનની હાલની મીલો પોતાની સ્વદેશી મૂડી અને વ્યવસ્થાથી લોકોને જોઇએ તેટલું સૂતર અને કાપડ ઉત્પન્ન કરી શકતી ન હોવાથી, અને લાંબો વખત સુધી તેમ કરવાની શક્તિ મેળવે એમ પણ ન હોવાથી, આ કૉંગ્રેસ પ્રજાને એવી સલાહ આપે છે કે દરેક ઘરમાં રેંટિયો દાખલ કરવો અને જે લાખો વણકરોએ પોતાનો પુરાણો અને ખાનદાની ધંધો ઉત્તેજનને

અભાવે છોડી દીધો તે પાછો શરૂ કરી સૂતર અને કાપડની મોટા પ્રમાણમાં ઉત્પત્તિ કરવામાં ભાગ લેવો.

૪. (ક) પંજાબમાં થયેલા અત્યાચારોની તપાસ માટે આ કૉંગ્રેસે નિમેલી કમિટીના * સભ્યોએ જે ભારે ઉદ્યોગ અને સમતોલપણા પૂર્વક પૂરાવો એકઠો કર્યો અને પોતાનો રિપોર્ટ તૈયાર કર્યો તે માટે કૉંગ્રેસ ઉક્ત સભ્યોનો આભાર માને છે. આ રિપોર્ટને નોંધેલા પૂરાવાનો જ ટેકો મળ્યો છે એમ નથી. ખુદ હંટર કમિટી × આગળ રજુ થયેલા પૂરાવાએ પણ એ જ પૂરાવાને મજબૂત કર્યો છે. પોતાના રિપોર્ટમાંની હકીકતો પરથી સદરહુ કૉંગ્રેસ સબકમિટીએ રજુ કરેલા નિર્ણયો જોડે આ કૉંગ્રેસ સહમત થાય છે.

(ખ) હંટર કમિટીની બહુમતીએ જે આશય, વલણ અને મનોવૃત્તિ દાખવ્યાં છે તે તરફ આ કૉંગ્રેસ અત્યંત સખ્ત નિરાશા બતાવે છે કારણકે

(૧) હંટર કમિટીનો બહુમતી રિપોર્ટ પક્ષપાત અને વર્ણદ્વેષથી ખરડાયેલો છે, રજુ થયેલા પૂરાવાનો તેમાં પૂરતો વિચાર કરવામાં નથી આવ્યો અને પંજાબ તેમ જ હિંદી સરકારના પૂરવાર થયેલા અને દેખીતા

---

* પંજાબનાં અત્યાચારોની તપાસ માટે મહાસભાએ નિમેલી કમિટીના સભ્યોઃ—

૧. મી. એમ. કે. ગાંધી.
૨. મી. સી. આર. દાસ.
૩. મી. અબ્બાસ તૈયબજી.
૪. મી. એમ. આર. જયકર.

× હન્ટર કમિટીના સભ્યોઃ—

૧. લૉર્ડ હંટર.
૨. જસ્ટીસ રેન્કીન.
૩. સર ચીમનલાલ સેતલવડ.
૪. પંડિત જગતનારાયણ.
૫. મી. રૅમ્પ.
૬. બૅરિસ્ટર જીવણલાલ દેશાઈ.
૭. સાહેબજાદા સુલતાન આહમદખાન.

અપરાધો તરફ ઢાંકપીછોડો કરવાની દાનત તેમાં ચોકખી દેખાઈ આવે છે.

(૨) આ બહુમતી રિપોર્ટ અધુરા, એકતર્ફી અને સ્વાર્થ બુદ્ધિથી આપેલા પૂરાવા ઉપર રચાયેલો હોવાથી તે અસ્વીકાર્ય અને અવિશ્વસનીય છે.

(૩) બહુમતીએ કરેલા નિર્ણયો પ્રત્યક્ષ રજુ થયેલા પૂરાવાની દૃષ્ટિએ પણ વ્યાજબી નથી અને તેમણે કરેલી ભલામણો આ પ્રકરણની ઓછામાં ઓછી અને વ્યાજબી જરૂરિયાતોને પણ સંતોષતી નથી.

૫. હંટર કમિટીના બે ભાગલાના રિપોર્ટ વિષે હિંદી સરકારે જે અભિપ્રાય વિલાયત સરકારને દર્શાવ્યો તે સંબંધમાં આ કૉંગ્રેસનો એવો ચોક્કસ મત છે કે

(૧) તેમણે હંટર કમિટીના બહુમતી નિર્ણયોને ગાળી તપાસી જોયા વગર કે સારાસાર વિવેક વગર માની લીધા.

(૨) વિરુદ્ધ પડેલા સભાસદોના નિર્ણયો રજુ થયેલા પૂરાવામાંથી જ પાકી રીતે પૂરવાર થઇ શકે તેવા હોવા છતાં તે તરફ તેમણે દુર્લક્ષ કર્યું.

(૩) એ અભિપ્રાયનો મુદ્દાનો સાર જ એ છે કે હકીકતોનો નિષ્પક્ષપાતી નિવેડો ન લાવવો પણ અધિકારીઓનાં દુષ્કૃત્યોનો ઢાંકપિછોડો કરી આખા પ્રકરણ ઉપર છાંદો દેવો.

(૪) તેમણે ગુન્હેગાર અધિકારીઓ સામે લેવા ભલામણ કરેલું પગલું આ પ્રકરણની ગંભીરતા તરફ જોતાં તદ્દન નહિ

જેવું હોઇ બ્રિટિશ ન્યાયના નિષ્પક્ષપાતીપણા વિષેની બધી ભ્રામક કલ્પનાઓ તેણે નષ્ટ કરી છે.

(૫) બ્રિટિશ પ્રજા પંજાબના અત્યાચારોની ભરપાઇ કરવા ઘટતું પગલું લેવાની બાબતમાં જે રીતે નિષ્ફળ નિવડી છે, હિંદી સરકારની એ વિષેની ભલામણોમાં જે રીતે સંમત થઇ છે અને પંજાબના અધિકારીઓના અપરાધોને તેણે જે રીતે જતાં કર્યાં છે, તે સામે આ કૉંગ્રેસ પોતાની સખ્ત નિરાશા જાહેર કરે છે. વળી આ કૉંગ્રેસ એમ પણ માને છે કે બ્રિટિશ પ્રધાનમંડળે પોતાના ખરીતામાં સુંદર અને ઉચ્ચ ભાવનાઓની વાતો કરેલી હોવા છતાં તે અનુસાર અમલ કરવામાં તે નિષ્ફળ નિવડ્યું હોવાથી હિંદી પ્રજાનો વિશ્વાસ ખોયો છે.

## બાબુ બિપિનચંદ્ર પાલની ઉપસૂચના.

૬. સને ૧૯૧૯ના એપ્રિલના બનાવોની બાબતમાં હિંદી તેમ જ બ્રિટિશ સરકારે સાવ બેદરકારી બતાવી અને નિર્દોષ માણસોનું રક્ષણ ન કરતાં તેમને હિચકારા અને જંગલી અમલદારોના ભક્ષ થવા દીધા; વળી જે 'સર માઇકલ ઓડવાયર' સીધી કે આડકતરી રીતે તેના અમલ હેઠળના અમલદારોના ગુન્હાઓને માટે જોખમદાર અને પ્રજાના બધાં દુઃખો તરફ બેદરકાર નિવડ્યો તેને દોષ મુક્ત માન્યો; વળી આમની સભામાં અને ખાસ કરીને ઉમરાવોની સભામાં હિંદના લોકો પ્રત્યે દિલસોજીનો જે અભાવ અને પંજાબમાં અખત્યાર કરવામાં આવેલી જૂલમ અને ભયની નીતિ પ્રત્યે સંમતિ દર્શાવવામાં આવ્યાં તેથી.

૭. વળી હિંદમાં વસતા ઘણા ખરા અધિકારી અગર બિનઅધિકારી યુરોપિયનોએ ઉપલી જ ભય અને જૂલમની નીતિને ટેકો આપ્યો છે એટલું જ નહિ, પણ એ ભય અને જૂલમની નીતિ

ચલાવનારાઓનું ગૌરવ કરવાને ફંડ અને એવા જ બીજા માન આપવાના પગલાં પ્રત્યક્ષ લઇ રહ્યા છે તેથી.

૮. વળી ખિલાફતની બાબતમાં હિંદી તેમ જ બ્રિટિશ સરકાર હિંદી મુસલમાનો તરફની તેમની ફરજ બજાવવામાં સદંતર નિષ્ફળ નિવડી છે; તેમ જ વડા પ્રધાને તેમને આપેલું પોતાનું વચન જાણી બૂજીને તોડયું તેથી.

૯. વળી સુલેહની શરતોમાં સુચવવામાં આવ્યું છે ,તે મુજબ તુર્કી સામ્રાજ્ય છિન્નભિન્ન કરી તેનાં ખંડિયા રાજ્યો કરી નાખવામાં હિંદને ભય ઉભો થવાનો સંભવ રહેલો છે તેથી, અને આ બધા અન્યાયોનો અસરકારક ઇલાજ અને તેમ ફરી બનવા ન પામે એ વિષેની ખાત્રી હિંદના સંપૂર્ણ સ્વતંત્રતાના હક્કોને તત્કાળ કબૂલ રખાવવામાં જ રહેલી તેથી આ કૉંગ્રેસ એવો ઠરાવ કરે છે કે

(ક) આગેવાન હિંદીઓના ઑલ ઇંડિયા કૉંગ્રેસ કમિટીએ ચૂંટી કહાડેલા સભાસદોના એક મિશને મુલાકાત લઈ વડા પ્રધાનને કહેવું અને એ મિશને વડા પ્રધાન સન્મુખ હિંદનાં દુઃખોની યાદી તેમ જ તત્કાળ સ્વતંત્રતા બક્ષવાની માગણી રજુ કરવી.

(ખ) આ મિશનની મુલાકાત લેવાની અગર ૧૯૧૯ ના સુધારાના કાયદાની અવેજીમાં સંપૂર્ણ સ્વરાજ્ય હિંદને આપવા એ ના પાડે તો હિંદ હવે પરાધીન પ્રાંત તરીકે રહેવા બિલકુલ તૈયાર નથી એ વિષે બ્રિટિશ પ્રજાને છાંટાભાર શંકા ન રહે એવા સક્રિય અસહકારની નીતિ પ્રજાએ અખત્યાર કરવી.

(ગ) દરમિયાન હિંદી પ્રજાએ મહાત્મા ગાંધીજીના અસહકારના કાર્યક્રમની તરફેણમાં વિચાર કરવો અને અંતે તેમાં જરૂર જણાય તેવા સુધારાવધારા કરીને આખા દેશમાં અગર અમુક પ્રાંતો પૂરતા સંજોગો અનુસાર તે અખત્યાર કરવો; એ સંજોગોનો વિચાર એક સંયુક્ત કમિટિ કરે

જેમાં (૧) કૉંગ્રેસના વિશ (૨) મુસ્લીમ લિગના પાંચ (૩) સેંટ્રલ ખિલાફત કમિટીના પાંચ (૪) અસહકારનો સિદ્ધાંત સ્વીકારનારો દરેક હોમરૂલ લિગના પાંચ એ મુજબ સભાસદો રહે. આ સંયુક્ત કમિટીના પ્રમુખ મહાત્મા ગાંધી થાય.

(૫) દરમિયાન ગાંધીજીના અસહકારના કાર્યક્રમને અમલમાં મૂકવાની તૈયારી તરીકે નીચેના કાર્યો તરત હાથ ધરવામાં આવેઃ—

(૧) મત આપનારાઓને અસહકાર વિષે સમજુતી આપવી.

(૨) રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવી.

(૩) લવાદ પંચાયતો સ્થાપવી.

(૪) ખિતાબો અને લોકોના મતથી ન મળતા હોય તેવા માનના હોદ્દા છોડવા.

(૫) સરકારી લેવીઓ, દરબારો અને એવા મેળાવડાઓમાં ન જવું.

(૬) મજુર મહાજનો સ્થાપી મજુરવર્ગને સંગઠિત કરવો.

(૭) યુરોપિયન બેંકો અને યુરોપિયનોને હાથે ચાલતાં બીજા વેપાર ઉદ્યોગના ખાતાઓમાંથી હિંદી મૂડી રફતે રફતે ખેંચી લેવી, તે જ પ્રમાણે મજુરોએ પણ તેવાં ખાતાઓમાંથી નિકળી જવું.

(૮) પરદેશની ચડાઇ ન આવે ત્યાંસુધી લશ્કરી, કારકુની અને મજુરવર્ગની જગ્યાઓમાં ભરતી થઈ હિંદની બહાર નોકરી કરવા જવાની ના પાડવી.

(૯) સ્વદેશી અને ખાસ કરીને સ્વદેશી કાપડ, હાથવણાટ તથા હાથકંતામણ મોટા પાયા ઉપર હાથ ધરવાં.

# પરિશિષ્ટ ख.

## નાગપુર કૅાંગ્રેસનો ઠરાવ.

૧. નાગપુરની કૅાંગ્રેસે એક પણ વિરુદ્ધ મત પડ્યા વગર અસહકારનો જે ઠરાવ પાસ કર્યો હતો તે નીચે મુજબ છેઃ—

આ કૅાંગ્રેસ એવો મત ધરાવે છે કે ચાલુ હિંદી સરકારે હિંદી પ્રજાનો વિશ્વાસ ખોયો છે તેથી; હિંદી પ્રજાએ હવે સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો છે તેથી; છેલ્લી ખાસ કૅાંગ્રેસ અગાઉની આજસુધી મળેલી એકેએક કૅાંગ્રેસ પોતાના હક્ક અને સ્વતંત્રતા સ્વીકારાવવાના તથા અનેક ભારે રાષ્ટ્રીય અન્યાયોની અને તેમાં યે ખાસ કરીને ખિલાફત અને પંજાબના અન્યાયોની દાદ મેળવવામાં નિષ્ફળ નિવડી છે તેથી—આ કૅાંગ્રેસ તેણે કલકત્તાની છેલ્લી ખાસ બેઠક વેળાએ પસાર કરેલો અહિંસાત્મક અસહકારનો ઠરાવ ફરી બહાલ રાખે છે અને જાહેર કરે છે કે ચાલુ સરકાર સાથે સ્વેચ્છાપૂર્વક રાખવામાં આવતા વ્યવહારના ત્યાગથી માંડીને છેક કરો આપવાની ના પાડવા સુધીનો આખો કાર્યક્રમ અગર તેનો ચોક્કસ ભાગ કે ભાગો કૅાંગ્રેસ અગર ઑલ ઇન્ડિયા કૅાંગ્રેસ કમિટી નક્કી કરે તે તે વેળાએ અમલમાં મૂકવો અને દરમિયાન પ્રજાને તેને સારૂ કેળવવા માટે નીચેની ઢબે અસરકારક પગલાં લેતા રહેવુંઃ—

૨. (ક) સોળ વર્ષની અંદરનાં નિશાળોમાં જતાં છોકરાંઓનાં માબાપોને (બાળકોને પોતાને નહિ) સરકારની માલેકીની, સરકારી મદદ લેનારી અગર કોઇ પણ જાતના સરકારી અંકુશ હેઠળની શાળાઓમાંથી ઉઠાડી લેવાની બાબતમાં વધુ જોરાવર પ્રયત્નો કરવાની અને

તેની સાથે સાથે જ રાષ્ટ્રીય શાળાઓ અગર તેને અભાવે તેમના હાથમાં હોય તેવાં બીજાં સાધનો ઉભા કરીને એવાં છોકરાંઓની કેળવણીની ગોઠવણ કરવી.

(ખ) સોળ વર્ષ અને તેથી વધારે વયના વિદ્યાર્થીઓએ જો તેમને લાગતું હોય કે જે સરકારનો નાશ કરવાની પોતાના રાષ્ટ્રે ગંભીર પ્રતિજ્ઞા કરી છે તેવી સરકારના હાથ અગર અંકુશ હેઠળ ચાલતી કે તેની મદદ લેતી શિક્ષણસંસ્થાઓમાં કેળવણી લેવી એ તેમના અંતઃકરણની વિરુદ્ધ છે તો તેમણે વગરવિલંબે અને પરિણામ સામું ન જોતાં તત્કાળ પોતપોતાની શાળા–કૉલેજોમાંથી ઉઠી જવુ અને કાં તો અસહકારની પ્રવૃત્તિમાં કોઇ ખાસ સેવા બજાવવામાં રોકાઈ જવું અગર તો રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં જઈ ત્યાં પોતાની કેળવણી ચાલુ રાખવી.

(ગ) સરકારી, સરકારી યુનિવર્સિટીને જોડાયેલી અગર તો સરકારી મદદ લેનારી શાળાઓના શિક્ષકો, સંચાલકો, વ્યવસ્થાપકો તથા ટ્રસ્ટીઓએ તેમ જ મ્યુનિસિપાલિટીએ તથા લોકલ બૉર્ડોએ પોતપોતાની શાળાઓ અને શિક્ષણસંસ્થાઓને રાષ્ટ્રીય બનાવી દેવી.

(ઘ) વકીલો અને ધારાશાસ્ત્રીઓએ પોતાની વકીલાત છોડી દેવા વધુ જોરભર્યા પ્રયત્નો કરવા અને દેશસેવાના કાર્યમાં રોકાઈ જવું; અને અસીલોને તેમ જ વકીલોને પણ લવાદ મારફત ઘરમેળે કજીઆ પતાવવા અને અદાલતોનો બહિષ્કાર કરવા વિનવવા.

(ઙ) હિંદુસ્થાનને આર્થિક દશાએ સ્વતંત્ર અને સ્વાશ્રયી બનાવવા સારૂ દેશના વેપારીવર્ગે ધીરે ધીરે પરદેશીઓ જોડેનો વેપારી સંબંધ તોડવાનો કાર્યક્રમ પાર ઉતારવા

મથવું, હાથવણાટ અને હાથકંતામણને ઉત્તેજન આપવું અને એ દિશાએ આર્થિક બહિષ્કારની સંગીન યોજના તૈયાર કરવા સારૂ ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીની પાસે એ વિષયમાં જાણકાર માણસોની એક કમિટી નિમાવવી.

(ચ) અને આમપ્રજાને આ કૉંગ્રેસ એવી ભલામણ કરે છે કે અસહકારની ફત્તેહ પ્રજાના આપભોગ ઉપર જ આધાર રાખતી હોવાથી દેશના પ્રત્યેક પુરુષ, અને પ્રત્યેક સ્ત્રીને આ રાષ્ટ્રીય પ્રવૃત્તિના કાર્યમાં સૌથી વધારેમાં વધારે આપભોગનો ફાળો આપવા તૈયાર થવું.

(છ) દરેક પ્રાંતના મુખ્ય મુખ્ય શહેરમાં કામચલાઉ મધ્યવર્તી મંડળો સ્થાપીને તેની દેખરેખ હેઠળ ગામડાઓના પ્રદેશમાં અસહકારની પ્રવૃત્તિને આગળ વધારવા સારૂ મંડળો સ્થાપવા.

(જ) રાષ્ટ્રીય સેવા કરનારા રાષ્ટ્રસેવકોનો એક સંઘ તૈયાર કરવો અને એને 'હિંદી રાષ્ટ્રીય સંઘ' એવું નામ આપવું.

(ઝ) આ સંઘને તેમ જ સામાન્ય રીતે આખી અસહકારની હિલચાલને નભાવવા એક રાષ્ટ્રીય દ્રવ્યનિધિ યાને ફંડ ઉભું કરવા પગલાં લેવાં અને તેને 'ઑલ ઇન્ડિયા તિલક મેમોરિયલ સ્વરાજ્ય ફંડ' એવું નામ આપવું.

૩. આ કૉંગ્રેસ અસહકારના કાર્યક્રમને અમલમાં મૂકવાની દિશાએ પ્રજાએ બતાવેલી પ્રગતિને માટે તેનું અભિનંદન કરે છે. ખાસ કરીને કાઉન્સિલોના બહિષ્કારની બાબતમાં મતદારોએ બતાવેલા જોરને માટે તેમનું અભિનંદન કરે છે અને જે રીતે એ કાઉન્સિલો ઉભી થઈ છે તે જોતાં તેઓ બિલકુલ પ્રજાની પ્રતિનિધિ સંસ્થાઓ નથી તેથી આ કૉંગ્રેસને ઉમેદ છે કે પોતપોતાના મતદારમંડળના ઘણા જ મોટા ભાગના મતદારો ઇરાદાપૂર્વક મત આપવામાંથી અળગા

રહ્યા છતાં તેમની ઇચ્છા ઉપરવટ થઇને જેઓએ પોતાને પ્રજાના પ્રતિનિધિને નામે ધારાસભાઓના સભ્યો તરીકે ચૂંટાયેલા જાહેર થવા દીધા છે તેઓ ધારાસભામાંની પોતાની જગ્યાઓનાં રાજીનામાં આપી દેશે. છતાં લોકસત્તાના સિદ્ધાંતનો સાફ ઇન્કાર કરીને પોતપોતાના મતદારસંઘોની જાહેર મનાઇની સામે થઇને જો તેઓ પોતાની એ જગ્યાઓ ન છોડે તો આ કૉંગ્રેસ ઉમેદ રાખે છે કે મતદારો આવા સભાસદો પાસેથી કોઇ પણ જાતની રાજદ્વારી સેવા લેવાની ના પાડશે.

૪. આ કૉંગ્રેસ પોલિસ તેમ જ લશ્કરના લોકો અને આમપ્રજા વચ્ચે દિવસે દિવસે વધતા જતા ભાઇચારાની નોંધ લે છે અને આશા રાખે છે કે પોલિસ તેમ જ લશ્કરના લોકો પોતાના ઉપરી અમલદારોના હૂકમ બજાવવામાં પોતાના સ્વધર્મ અને સ્વદેશની સામા જવા ના પાડશે અને પ્રજા તરફ વિવેક અને નમ્રતાભરી રીતે વર્તીને તેઓ પોતાના જ સ્વદેશબંધુ પ્રત્યે કશી લાગણી વગરના હોય છે એ આજસુધી તેમની સામે મૂકાતો આવેલો આરોપ ધોઇ કહાડશે. વળી આ કૉંગ્રેસ સરકારની નોકરીમાંના એકેએક માણસને વિનવે છે કે આ મહાન્ રાષ્ટ્રીકાર્યની ખાતર રાષ્ટ્રીય આહ્વાન થતાની ક્ષણે જ તેમણે પોતપોતાની નોકરીઓ છોડી દેવા તૈયાર રહેવું અને તેમ કરવાનો પ્રસંગ આવી પહોંચે ત્યાંસુધી પોતાની નોકરીને અંગે દેશબંધુઓની જોડે કરવા પડતા વ્યવહારોમાં તેમણે વધુ નમ્ર અને વધુ પ્રામાણિક બનવું. વળી તેમણે જાહેરસભાઓ અને પ્રજાકીય મેળાવડાઓમાં પ્રત્યક્ષ ભાગ ન લેવો છતાં પણ એવા બધા પ્રસંગોમાં નિર્ભય થઇને અને ખુલ્લી રીતે હાજરી આપવી એટલું જ નહિ, પણ દ્રવ્યની અને એવી આર્થિક મદદ પણ ખુલ્લી રીતે આપીને આ રાષ્ટ્રીય પ્રવૃત્તિને સહાય કરવી.

૫. આ કૉંગ્રેસ અહિંસાને અસહકારના પ્રધાન અંશ તરીકે ગણવા ઉપર ખાસ ભાર મૂકે છે અને જેમ સરકારની જોડેના

વ્યવહારમાં તે જ રીતે આપસના વ્યવહારમાં પણ પ્રજાનાં વાણી તેમ જ વર્તનમાં અહિંસાની તેટલી જ સર્વોપરી અગત્ય છે એમ માને છે. આ કૉંગ્રેસ એમ પણ માને છે કે ખૂનામરકી કે શરીરબળની કલ્પના સાચા લોકસત્તાવાદની વિરોધી છે એટલું જ નહિ, પણ એ અસહકારનાં બીજાં પગથિયાંઓના અમલની પણ આડે આવનારી છે.

૬. અંતમાં ખિલાફત અને પંજાબ પ્રકરણોનો ન્યાય મળે અને એક વર્ષની અંદર સ્વરાજ્ય સ્થાપી શકાય તે સારૂ આ કૉંગ્રેસ તેને જોડાયેલાં તેમ જ વગર જોડાયેલાં સર્વે જાહેરમંડળોને વિનવે છે કે તેમણે અત્યારે બીજાં બધાં કામ પડતાં મૂકીને સરકારની સામે અહિંસા અને અસહકારનો પ્રચાર કરવામાં જ પોતાની બધી શકિતઓને રોકવી. વળી સરકાર સામેનો આવો અસહકાર પ્રજા આપસના ભેદ ભૂલીને સંપૂર્ણ સહકાર બતાવે તો જ અને ત્યારે જ ફત્તેહમંદ થઇ શકે તેમ હોવાથી આ કૉંગ્રેસ બધા જાહેર મંડળોને વિનવે છે કે તેમણે હિંદુ-મુસલમાન એકતાને વધારવા સર્વ પ્રયત્નો કરવા. આ કૉંગ્રેસના હિંદુ પ્રતિનિધિઓ પણ આગેવાન હિંદુઓને વિનવે છે કે તેમણે બ્રાહ્મણ કે અબ્રાહ્મણ વચ્ચેના બધા ક્લેશ-કજીઆઓની સમાધાની કરી દેવી અને અસ્પૃશ્યતાની એબમાંથી હિંદુધર્મને ઉગારી લેવા ભગીરથ પ્રયત્ન કરવો. તેઓ ધર્માચાર્યોને પણ માનપૂર્વક વિનવે છે કે તેમણે દબાયેલા વર્ગો પ્રત્યેના વર્તનની બાબતમાં હિંદુધર્મની સુધારણા કરવાની સમાજમાં વધતી જતી ઇચ્છાને સહાયકર્તા થવું.



# મહાત્મા ગાંધીજીનો ટેકો.

ગાંધીજીએ આ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે કૉંગ્રેસનો ઠરાવ કોઇ વ્યક્તિના 'અંતરના નાદ'ની આડે આવી શકે નહિ એનો એવો અર્થ કરવો એ ભૂલ છે. કૉંગ્રેસના ઠરાવને એ રીતે બંધનકારક ગણવાનો મેં કદિ આગ્રહ નથી બતાવ્યો. હજરત મોહાની સાહેબ વિદ્યાર્થીઓની બાબતમાં મૂકેલી સોળ વર્ષની વયની મર્યાદાની સામે છે. હું કહીશ કે સોળ વર્ષની અંદરનો કોઇ વિદ્યાર્થી શાળા છોડવાનો નિશ્ચયી હશે તો આ દુનિયામાં તેને કોણ અટકાવી શકનાર છે? પણ કોમળ વયના બાળકોને આપણે અસહકારનો ઉપદેશ ન કરવો ઘટે. એના અંતઃકરણને જાગ્રત કરવાનું કામ આપણું નથી પણ એના માબાપનું છે. 'અંતરના નાદ' ને માન ન આપતાં કૉંગ્રેસની આજ્ઞાને માથે ચડાવવાની સૂચનાને હું મળતો નથી થઈ શકતો. મારા પોતાના અંતરના નાદની વિરુદ્ધ હું કૉંગ્રેસની ભલામણ થયેલી જોઉં તો શું કરૂં? મારે તો હજારોની મેદનીએ કરેલી આજ્ઞાની વિરુદ્ધ જઇને પણ મારા 'અંતરના નાદ'ને માન આપવું રહ્યું. આથી જ મેં અલિગઢ અને કાશીના વિદ્યાર્થીઓને 'અંતરના નાદ'ની પવિત્રતા ફરી ફરીને સમજાવવા પાછળ એટલી તસ્દી લીધી. પોલિસ અને લશ્કરી લોકોના સંબંધમાં પણ સાહેબ લોકોના નોકરોને ફોડવાનો ઠરાવમાં આશય નથી. એમાં તેમને એટલું જ સમજાવવાનો આશય છે કે આ સેતાની સરકારની સેવા બજાવીને તેઓ સ્વદેશનું અકલ્યાણ કરે છે. આ તેમને સૂઝી જાય એટલે તેઓ નોકરીઓ છોડે. આપણે તેમની વફાદારીને કે નોકરીને અંગે રહેલી તેમની ફરજ વિરુદ્ધ તેમને નથી ઉશ્કેરતા. આપણે તો માત્ર એમના અંતઃકરણમાં બળતી આત્મજ્યોત હોલવી ન નાખવાને જ માત્ર એમને સમજાવીએ છીએ. આ વાતને કહો તો હજી વધારે સ્પષ્ટ કરૂં.

જો હું પોતે જનરલ ડાયરની હાથ નીચેનો કોઇ સિપાઇ હોત અને જલિયાંવાલામાં મને નિર્દોષ માણસો પર ગોળી ચલાવવાનો હૂકમ મળ્યો હોત તો હું જીવને જોખમે પણ એ હૂકમનો અનાદર કરવાનો મારો ધર્મ ગણુત. સિપાઈની જિંદગીની સખ્તાઇથી હું વાકેફ છું છતાં કહું છું કે જો કોઇ સિપાઇને એના અમલદાર તરફથી એના પોતાના 'સ્વધર્મ'ની વિરુદ્ધ જનારો હૂકમ મળે તો પોતાની જિંદગી આપીને પણ એ હૂકમનો અનાદર કર્યે જ એને છૂટકો રહ્યો. મને ઉમેદ છે કે આ ઠરાવને પાસ કરીને તમે છેલ્લા ત્રણ મહિનામાં સરકાર જોડે અગર તો આપણી વચ્ચે મચેલાં વિખવાદ અને કલેશ-કડવાશ સર્વ કંઈ ભૂલી જશો અને કેવળ એક ચિત્ત થઇને ઠરાવમાં દોરેલો કાર્યક્રમ પાર પાડવાના કામમાં લાગી જશો. આટલું કરશો તો હું ફરી એક વાર તમને યાદ આપું છું કે સ્વરાજ્ય મેળવવાને એક વર્ષ પણ નહિ અને નવ મહિના પણ તમને લાગવાના નથી.



## પરિશિષ્ટ ग.

## અમદાવાદ મહાસભાનો ઠરાવ.

૧. છેલ્લી મહાસભાની બેઠક બાદ હિંદુસ્થાનના લોકોએ સ્વાનુભવ ઉપરથી જોયું છે કે અહિંસાત્મક અસહકાર અખત્યાર કરવાને લીધે દેશે નિર્ભયતા, આપભોગ અને આત્મ—માનમાં ભારે પ્રગતિ કરી છે તેથી, તથા એ પ્રવૃત્તિથી સરકારની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચ્યો છે તેથી, તથા દેશ આખો સ્વરાજ્યની દિશામાં ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યો છે તેથી, આ મહાસભા કલકત્તાની મહાસભાની ખાસ બેઠકમાં પસાર થયેલો અને નાગપુરમાં ફરી મંજુર થયેલો ઠરાવ કાયમ રાખે છે અને જ્યાંસુધી ખિલાફતનાં તથા પંજાબનાં દુઃખોનું નિવારણ ન થાય તથા સ્વરાજ્ય ન સ્થપાય અને હિંદુસ્થાનના રાજ્યવહીવટનો કબજો બિનજવાબદાર સરકારના હાથમાંથી હિંદુસ્થાનના લોકોના હાથમાં ન આવે ત્યાંસુધી અત્યાર કરતાં વધુ જોસથી અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ દરેક પ્રાંત પોતાને માટે જે રીતે ચલાવવાનું ઠરાવે તે રીતે ચાલુ રાખવાનો પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કરે છે.

૨. વાઇસરૉય સાહેબે તાજેતરનાં પોતાનાં ભાષણોમાં જે બધી ધમકીઓ આપી છે તેથી તથા તેને પરિણામે હિંદની સરકારે જૂદા જૂદા પ્રાતોમાં સ્વયંસેવકના દળો વિખેરી નાખીને ગેરકાયદે અને આપખુદ રીતે જાહેર સભાઓની તથા સમિતિ–સભાઓની પણ જબરદસ્તીથી બંધી કરીને, અને કેટલાક પ્રાંતોમાં મહાસભાના કાર્યકર્તાઓને પકડીને દમનનીતિ અખત્યાર કરી છે તેથી, તથા આ દમનનીતિનો સ્પષ્ટ ઉદ્દેશ મહાસભા અને ખિલાફત પ્રવૃત્તિને

ગૂંગળાવી દેવાનો તથા લોકોને તેમની મદદ મળતી બંધ કરવાનો છે તેથી, આ મહાસભા ઠરાવ કરે છે કે મહાસભાની તમામ પ્રવૃત્તિઓ જેટલે દરજ્જે જરૂરી હોય તેટલે દરજ્જે મુલતવી રાખવી અને સહુ કોઇને મહાસભા અપીલ કરે છે કે તેમણે ગઇ ૨૩ મી નવેંબરે મહાસભાની કાર્યવાહક સભાએ મુંબઇમાં નક્કી કરેલા ઠરાવમાં જણાવેલી શરતો પ્રમાણે આખા દેશભર જે સ્વયંસેવક સૈન્યો તૈયાર કરવામાં આવે તેમાં જોડાઇને શાન્તિપૂર્વક તથા કશી પણ હોહા કર્યા વિના પકડાવા માટે પોતાની જાતને અર્પણ કરવી. વળી નીચે જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી ન કરે તેને સ્વયંસેવક તરીકે સ્વીકારવો નહિ:—

૩. ઇશ્વરને સાક્ષી રાખીને હું પ્રતિજ્ઞા કરૂં છું કે

(૧) હું રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યનો સૈનિક થવા ઇચ્છું છું.

(૨) જ્યાંસુધી હું તે સૈન્યમાં રહીશ ત્યાંસુધી હું વાચા અને કર્મણા અહિંસાપરાયણ રહીશ તથા મનસા પણ તેવા જ રહેવાનો ખરા દિલથી પ્રયત્ન કરીશ, કારણકે હું માનું છું કે હિંદુસ્થાનના અત્યારના સંજોગોમાં કેવળ અહિંસા જ ખિલાફત તથા પંજાબને મદદ કરી શકે અને સ્વરાજ્યની સ્થાપના કરી શકે તથા હિંદુસ્થાનની તમામ કોમો તથા જાતો, હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી તથા યહુદી તેમાં એકતા જમાવી શકે.

(૩) હું આવી એકતામાં માનું છું અને તેવી એકતા વધે તે માટે સતત પ્રયત્ન કરીશ.

(૪) હિંદુસ્થાનના આર્થિક, રાજકીય તથા નૈતિક ઉદ્ધારને અર્થે સ્વદેશી ખાસ આવશ્યક છે એમ હું માનું છું

અને હું બીજા તમામ કપડાંનો ત્યાગ કરી હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીનો ઉપયોગ કરીશ.

(૫) હિંદુ તરીકે હું અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવું જરૂરી તથા ન્યાયયુક્ત છે એમ માનું છું. જ્યારે જ્યારે બની શકે તેમ હોય ત્યારે ત્યારે તેમના અંગત સંબંધમાં આવવાના પ્રસંગો હું શોધીશ તથા અત્યંજજાતિની સેવા કરવાનો પ્રયત્ન કરીશ.

(૬) હું મારા ઉપરી અમલદારોની સૂચનાઓનું તથા સ્વયંસેવક સમિતિ અથવા કારોબારી સમિતિ અથવા તો મહાસભાએ સ્થાપેલી બીજી કોઇ સંસ્થા આ પ્રતિજ્ઞાના તત્ત્વથી વિરોધી ન હોય તેવા જે નિયમો રચશે તે તમામનું પાલન કરીશ.

(૭) મારા ધર્મ તથા દેશને ખાતર ગુસ્સો કર્યા વિના હું જેલ, મારપીટ તથા મોતની પણ બરદાસ કરી લેવા તૈયાર છું.

(૮) હું જેલમાં જાઉં ત્યારે મહાસભા પાસેથી મારા કુટુંબ માટે અથવા મારા ઉપર આધાર રાખનારાઓ માટે કોઇ પણ જાતની મદદ હું માગીશ નહિ.

૪. આ મહાસભાનો વિશ્વાસ છે કે અઢાર વર્ષનો અને તેની ઉપરનો દરેક શખ્સ સ્વયંસેવક સૈન્યમાં તરત જોડાઇ જશે.

૫. જાહેરસભાઓ ભરવાની બંધીનું રાજીનામું નિકળ્યું હોવા છતાં અને સમિતિઓની સભાઓને પણ જાહેરસભાઓ ગણવાનો પ્રયત્ન થયેલો હોવાથી, આ મહાસભા સમિતિસભાઓ તથા જાહેરસભાઓ ભરવાની સલાહ આપે છે. જાહેરસભાઓ બંધ

જગ્યામાં ટિકિટો રાખીને તથા અગાઉથી જાહેર કરીને ભરાય, તેમાં બનતા સુધી પહેલેથી જેમનાં નામો જાહેર કર્યાં હોય એવા વકતાઓ પોતાનાં લખેલાં ભાષણો કરે તથા ઉશ્કેરણી અને તેને પરિણામે લોકો તરફથી તોફાન થવાનો સંભવ એ બન્ને ટાળવાની પૂરેપૂરી કાળજી રાખવામાં આવે.

૬. આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે કોઇ પણ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી પોતાની સત્તાનો આપખુદી, જૂલમી અને મર્દાનગી હરી લેનારો ઉપયોગ થતો અટકાવવા સારૂ બીજા બધા ઉપાયો અજમાવી લીધા પછી હથિયારબંધ બળવાની અવેજીમાં કાયદાનો સવિનય ભંગ કરવો એ જ એકમાત્ર સૂધરેલો અને અસરકારક ઉપાય છે. તેથી આ મહાસભા દરેક કાર્યકર્તાઓ તથા બીજાઓ જેમની શાંતિમય સાધનોમાં શ્રદ્ધા હોય અને જેઓની ખાત્રી થઇ ગઇ હોય કે ચાલુ સરકારને હિંદુસ્થાનના લોકો પ્રત્યેના કેવળ બિનજવાબદાર સ્થાનોથી ઉતારી પાડવાનો કોઇ ને કોઇ પ્રકારના આપભોગ સિવાય બીજો ઉપાય નથી તેઓને સલાહ આપે છે કે તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો અને જ્યારે તેમને લાગે કે લોકસમૂહ અહિંસાનું તથા દિલ્હીમાં મળેલી છેલ્લી મહાસમિતિએ જણાવેલી તેને લગતી બીજી શરતોનું પાલન કરવા પૂરતો કેળવાયો છે ત્યારે સામુદાયિક સવિનય ભંગ પણ આદરવો.

૭. આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે વ્યક્તિગત અથવા સામુદાયિક સવિનય ભંગ (તે હૂમલાના સ્વરૂપનો હોય કે બચાવના સ્વરૂપનો હોય) યોગ્ય સાવચેતી રાખીને તથા કારોબારી સમિતિ અથવા પોતાની પ્રાન્તિક સમિતિ વખતોવખત જે સૂચનાઓ કહાડે તેને અનુસરીને ઉપાડવામાં આવે તેમાં તમામ શક્તિ એકાગ્ર કરી શકાય એટલામાટે મહાસભાની બીજી તમામ પ્રવૃત્તિઓ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેટલે દરજ્જે મોકુફ રાખવામાં આવે.

૮. આ મહાસભા અઢાર વર્ષના તથા તે ઉપરના તમામ વિદ્યાર્થીઓને અને તેમાં યે ખાસ કરીને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં ભણતા હોય તેમને તથા તેવી સંસ્થાઓના અધ્યાપકોને ઉપર જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર તરતોતરત સહી કરવાનું અને રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યમાં જોડાઇ જવાનું નિમંત્રણ કરે છે.

૯. મહાસભાના કાર્ય કરનારાઓના મોટા ભાગનું પકડાઈ જવાનું હાથવેંતમાં હોવાથી આ મહાસભા પોતાનું સામાન્ય તંત્ર જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે તેનો હંમેશની રીતે ઉપયોગ કરવાને માટે અકબંધ રહેવા દઇને મહાત્મા ગાંધીજીને બીજી સૂચનાઓ નિકળે ત્યાંસુધી મહાસભાના સરમુખત્યાર નિમે છે અને મહાસમિતિની તમામ સત્તા તેમને સોંપે છે. તે સત્તામાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાની મહાસમિતિની અથવા કારોબારી સમિતિની સભાઓ બોલાવવાની સત્તાનો સમાવેશ થાય છે. આવી સત્તા મહાસમિતિની કોઈ પણ બે બેઠકો થાય તેના વચલા ગાળામાં તેમને અખત્યાર કરવાનો હક્ક રહેશે. વળી અણધાર્યે પ્રસંગે પોતાની પછીના સરમુખત્યાર નિમવાનો પણ તેમને અધિકાર છે.

૧૦. એવા ઉત્તરાધિકારી સરમુખત્યાર અથવા તેમના પછી ઉત્તરાધિકારીઓ જે જે બીજા સરમુખત્યારો નિમે તે બધા સરમુખત્યારોને આ મહાસભા ઉપર વર્ણવેલી સત્તા આપે છે.

૧૧. તેમાં એક શરત એવી છે કે આ ઠરાવમાં જણાવેલી કોઈ બાબતથી મહાત્મા ગાંધીજીને કે ઉપર જણાવ્યા એવા તેમના કોઇ ઉત્તરાધિકારીને હિંદની સરકાર અથવા બ્રિટિશ સરકાર સાથે મહાસમિતિની મંજુરી લીધા વિના તથા તે મંજુરી તેને માટે બોલાવેલી ખાસ મહાસભા પાસે પસાર કરાવ્યા વિના સુલેહની શરતો નક્કી કરવાનો અધિકાર નથી. વળી બીજી શરત એ પણ છે કે મહાત્મા ગાંધીજી અથવા તેમના ઉત્તરાધિકારીને મહાસભાની પ્રથમ પરવાનગી મેળવ્યા વિના મહાસભાના ધ્યેયમાં કોઈ પણ સંજોગમાં કશો ફેરફાર કરવાની સત્તા નથી.

૧૨. આ મહાસભા જે દેશભક્તો પોતાના અંતરાત્માના અવાજને ખાતર અથવા દેશને ખાતર જેલ ભોગવી રહ્યા છે તેમને મુબારકબાદી આપે છે અને માને છે કે તેમના આપભોગથી સ્વરાજ્યનું આગમન બહુ ત્વરિત થયું છે.



# આધારની નોંધ.

૧. ન. જી.=નવજીવન. ૨. હિં. સ્વ.=હિંદ સ્વરાજ્ય. ૩. યં. ઇ.=યંગ ઇન્ડિયા. ૪. સ.=સર્વોદય. ૫. વિ. સ્રૃ.=મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ. ૬. સ્પી. રા.=સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઓફ મહાત્મા ગાંધી. ૭. આ. જ્ઞા.= આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. ૮. જે. અ.=મારો જેલનો અનુભવ. ૯. ઇ. ઓ.=ઇન્ડિયન ઓપિનિયન. ૧૦. ઇં. હો.=ઇન્ડિયન હોમરૂલ ફોરવર્ડ. ૧૧. અમારૂં લખાણ આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલું છે. ૧૨. પૃ.=પૃષ્ઠ. ૧૩. નં.=નંબર. ૧૪. તા.=તારીખ–માસ–વર્ષ.

## ૧. ખિલાફત. (૧)

| પેરા. | આધાર. પૃ. નં. | તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૧–૩–૨૦ |
| ૨ | ,, | ૨૮–૩–૨૦ |
| ૩–૬ | ,, | ૨૧–૩–૨૦ |
| ૭ | ,, | ૭–૧૨–૧૯ |
| ૮ | ,, | ૨૫–૭–૨૦ |
| ૯ | ,, | ૧૪–૩–૨૦ |
| ૧૦ | ,, | ૨૧–૩–૨૦ |
| ૧૧ | ,, | ૨૮–૯–૧૯ |
| ૧૨ | ,, | ૨૧–૩–૨૦ |
| ૧૩–૧૭ | ,, | ૧૮–૪–૨૦ |
| ૧૮ | ,, | ૭–૧૨–૧૯ |
| ૧૯ | ,, | ૨૮–૯–૧૯ |
| ૧૯–૨૦ | ,, | ૧૮–૪–૨૦ |
| ૨૧ | ,, | ૨૮–૯–૧૯ |

## ૨. ખિલાફત. (૨)

| પેરા. | આધાર. પૃ. નં. | તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૪–૩–૨૦ |
| ૨–૩ | ,, | ૭–૯–૧૯ |
| ૪–૫ | ,, | ૧૪–૩–૨૦ |
| ૬–૧૧ | ,, | ૩–૪–૨૧ |
| ૧૨ | ,, | ૧૪–૩–૨૦ |
| ૧૩ | ,, | ૨૯–૭–૨૦ |
| ૧૪–૧૮ | ,, | ૧૪–૩–૨૦ |
| ૧૯ | ,, | ૨૧–૮–૨૧ |
| ૨૦ | ,, | ૧૪–૩–૨૦ |
| ,, | ,, | ૭–૧૨–૧૯ |
| ,, | ,, | ૩૧–૧૦–૨૦ |
| ૨૧ | ,, | ૧૪–૩–૨૦ |
| ૨૨–૨૩ | ,, | ૭–૧૨–૧૯ |
| ૨૪–૨૮ | ,, | ૩૦–૧–૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|

### ૩. પાડોશીધર્મ.

| | | |
|---|---|---|
| ૧–૩ | ન. જી. | ૩–૧૧–૨૦ |
| ૪ | ,, | ૨–૧૦–૨૧ |
| ૫ | ,, | ૧૫–૮–૨૦ |
| ૬–૮ | ,, | ૨–૧૦–૨૧ |

### ૪. ખિલાફતના અન્યાયનો ઉપાય.

| | | |
|---|---|---|
| ૧–૪ | ન. જી. | ૨૩–૫–૨૦ |
| ૫–૬ | ,, | ૧૬–૫–૨૦ |
| ૭ | ,, | ૨૧–૮–૨૧ |
| ૮–૧૦ | ,, | ૧૬–૫–૨૦ |
| ૧૧ | ,, | ૩–૧૧–૨૦ |
| ૧૨ | ,, | ૨૩–૫–૨૦ |
| ૧૩–૧૪ | ,, | ૭–૮–૨૧ |

### ૫. પંજાબના અત્યાચારો.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૭–૧–૨૧ |
| ૨ | ,, | ૨૬–૧૨–૨૦ |
| ૩–૫ | ,, | ૨૬–૨–૨૨ |
| ૬ | ,, | ૨૬–૧૨–૨૦ |
| ૭ | ,, | ૨૭–૧–૨૧ |

### ૬. જલિયાંવાલા બાગ.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૮–૧૨–૧૯ |
| ૨–૫ | ,, | ૧૫–૨–૨૦ |

### ૭. ચાંદપુરના અત્યાચારો.

| | | |
|---|---|---|
| ૧–૮ | ન. જી. | ૧૯–૬–૨૧ |

| પેરા. | આધાર. | પૃ નં. તા. |
|---|---|---|

### ૮. અન્યાયી રાજ્યનીતિ.

| | | |
|---|---|---|
| ૧–૩ | ન. જી. | ૧૭–૭–૨૧ |
| ૪ | ,, | ૧૯–૬–૨૧ |

### ૯. અન્યાયની ભરપાઈ.

| | | |
|---|---|---|
| ૧–૫ | ન. જી. | ૧૨–૬–૨૧ |
| ૬ | ,, | અપ્રાપ્ત. |
| ૭ | ,, | ૩૧–૧૦–૨૦ |

### ૧૦. સવાલજવાબ.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૪–૪–૨૧ |
| ૨ | ,, | ૩૦–૧–૨૧ |
| ૩ | ,, | ૫–૯–૨૦ |
| ૪ | ,, | ૧૦–૧૧–૨૧ |
| ૫ | ,, | ૬–૬–૨૦ |
| ,, | ,, | ૧૯–૧૨–૨૦ |
| ૬–૮ | ,, | ૬–૬–૨૦ |
| ૯ | ,, | ૫–૯–૨૦ |
| ૧૦ | ,, | ૧૦–૧૧–૨૧ |
| ૧૧ | ,, | ૨–૧–૨૦ |
| ૧૨ | ,, | ૫–૯–૨૦ |
| ૧૩ | ,, | ૨૩–૫–૨૦ |
| ૧૪ | ,, | ૫–૯–૨૦ |
| ૧૫ | ,, | ૩૦–૧–૨૧ |
| ૧૬ | ,, | ૨૦–૧–૨૧ |
| ૧૭ | ,, | ૧૦–૧૧–૨૧ |
| ૧૮ | ,, | ૧૦–૭–૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|

## ૧૧. આપભોગનો ધર્મ.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | અપ્રાપ્ય. |
| ૨ | ,, | ૨૯–૫–૨૧ |
| ૩–૪ | ,, | ૫–૫–૨૧ |
| ૫–૬ | ,, | ૧૬–૧૦–૨૧ |
| ૭ | ,, | ૫–૬–૨૧ |
| ૮ | ,, | ૩૦–૧૦–૨૧ |
| ૯ | ,, | ૧૪–૧૨–૧૯ |
| ,, | ,, | ૧૪–૩–૨૦ |
| ૧૦ | ,, | ૧૯–૧૨–૨૦ |
| ,, | ,, | ૯–૨–૨૨ |
| ૧૧ | ,, | ૧૬–૧–૨૨ |
| ૧૨ | ,, | ૨૦–૧–૨૧ |
| ૧૩ | ,, | ૯–૬–૨૧ |
| ૧૪–૧૭ | ,, | ૨૦–૬–૨૦ |

## ૧૨. અસહકારનું તત્ત્વ.

| | | |
|---|---|---|
| ૧–૧૨ | ન. જી. | ૮–૮–૨૦ |
| ૧૩ | ,, | ૧૪–૧૧–૨૦ |
| ૧૪ | ,, | ૧૮–૧૧–૨૦ |
| ૧૫–૧૭ | ,, | ૧૯–૧૨–૨૦ |
| ૧૮ | ,, | ૧૦–૧૧–૨૦ |

## ૧૩. વડીચાવી–પ્રેમ.

| | | |
|---|---|---|
| ૧–૮ | ન. જી. | ૪–૧૨–૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|

## ૧૪. અહિંસા એ જ તરણોપાય.

| | | |
|---|---|---|
| ૧–૬ | ન. જી. | ૧૧–૧૨–૨૧ |

## ૧૫. વફાદારી.

| | | |
|---|---|---|
| ૧–૬ | ન. જી. | ૨૭–૩–૨૧ |
| ૬–૭ | ,, | ૨૬–૬–૨૧ |

## ૧૬. સલ્તનતની ઓળખાણ.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૮–૧૧–૨૦ |
| ૨ | ,, | ૨૮–૭–૨૧ |
| ૩ | ,, | ૨૭–૧૨–૨૧ |
| ૪ | ,, | ૨૮–૧૧–૨૦ |
| ૫–૬ | ,, | ૩૦–૧૨–૨૦ |
| ૫ | ,, | ૨૧–૧૧–૨૦ |
| ૭ | ,, | ૧૯–૧૨–૨૦ |
| ૮ | ,, | ૩–૧૧–૨૦ |
| ૯–૧૦ | ,, | ૨–૨–૨૨ |
| ૧૦ | ,, | ૨૭–૧૨–૨૧ |
| ૧૧ | ,, | ૩૧–૧૦–૨૦ |
| ૧૨ | ,, | ૧૦–૧૧–૨૧ |
| ૧૩ | ,, | ૧૬–૬–૨૧ |
| ૧૪ | ,, | ૨૬–૬–૨૧ |
| ૧૫–૧૬ | ,, | ૧૩–૩–૨૧ |
| ૧૭ | ,, | ૧૬–૨–૨૨ |
| ૧૮ | ,, | ૨૭–૬–૨૦ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧૮ | ન. જી. | ૯-૨-૨૨ |
| ૧૯ | ,, | ૮-૧૨-૨૧ |
| ૨૦ | ,, | ૧૫-૫-૨૧ |
| ૨૧-૨૨ | ,, | ૧૭-૧૦-૨૦ |
| ૨૩-૨૪ | ,, | ૨૯-૧-૨૨ |
| ૨૫ | ,, | ૧૩-૩-૨૧ |
| ૨૬ | ,, | ૧૯-૬-૨૧ |
| ૨૭ | ,, | ૨૦-૧-૨૧ |
| ૨૮-૨૯ | ,, | ૩-૧૧-૨૦ |
| ૩૦ | ,, | ૧૦-૧૧-૨૦ |
| ,, | ,, | ૨૭-૧૨-૨૧ |
| ૩૧ | ,, | ૨૮-૧૧-૨૦ |
| ૩૨ | ,, | ૧૦-૧૧-૨૦ |
| ૩૩-૩૪ | ,, | ૫-૪-૨૧ |
| ૩૫-૩૯ | ,, | ૨૦-૧૧-૨૦ |

**૧૭. અપશબ્દ.**

| | | |
|---|---|---|
| ૧-૪ | ન. જી. | ૨૦-૧૧-૨૧ |
| ૫ | ,, | ૨૫-૧-૨૦ |

**૧૮. સહકારમાંથી અસહકાર.**

| | | |
|---|---|---|
| ૧-૫ | ન. જી. | ૨૬-૯-૨૦ |
| ૩ | ,, | ૮-૮-૨૦ |
| ૬ | ,, | ૨-૨-૨૨ |
| ૬-૯ | ,, | ૨૬-૯-૨૦ |
| ૯ | ,, | ૮-૮-૨૦ |

પેરા. આધાર. પૃ. નં. તા.

**૧૯. અસહકારનું પ્રતિપાદન.**

| | | |
|---|---|---|
| ૧-૨૦ | ન. જી. | ૨૨-૮-૨૦ |

**૨૦. કલકત્તા કૉંગ્રેસમાં ભાષણ.**

| | | |
|---|---|---|
| ૧-૨૦ | ન. જી. | ૧૯-૯-૨૦ |

**૨૧. દેશનો નિરધાર.**

| | | |
|---|---|---|
| ૧-૯ | ન. જી. | ૨૯-૧૨-૨૧ |
| ૮ | ,, | ૫-૩-૨૨ |

**પરિશિષ્ટ क**

**કલકત્તા કૉંગ્રેસનો ઠરાવ.**

| | | |
|---|---|---|
| ૧-૯ | ન. જી. | ૧૨-૯-૨૦ |

**પરિશિષ્ટ ख**

**નાગપુર કૉંગ્રેસનો ઠરાવ.**

| | | |
|---|---|---|
| ૧-૬ | ન. જી. | ૫-૧-૨૧ |

**મહાત્મા ગાંધીજીનો ટેકો.**

| | | |
|---|---|---|
| | ન. જી. | ૫-૧-૨૧ |

**પરિશિષ્ટ ग**

**અમદાવાદ મહાસભાનો ઠરાવ.**

| | | |
|---|---|---|
| ૧-૧૨ | ન. જી. | ૨૮-૧૨-૨૧ |

**સમાપ્ત.**

# 'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય'

## પ્રકટ કરેલાં પુસ્તકો

કિંમત રૂ. આ.

૧. રાષ્ટ્રીય વાંચનમાળા* (મહાત્મા ગાંધીજીના લેખોમાંથી ઉદ્ધૃત) ૦-૧૨

૨. ગાંધી=શિક્ષણ (મહાત્માજીના જ શબ્દોમાં)

| | | | |
|---|---|---|---|
| ભાગ | ૧. | સત્યાગ્રહ ... ... ... ... | ૦—૫ |
| ,, | ૨. | ધર્મ ... ... ... ... ... | ૦—૧૨ |
| ,, | ૩. | આરોગ્ય ... ... ... ... | ૦—૭ |
| ,, | ૪. | કેળવણી ... ... ... ... | ૦—૭ |
| ,, | ૫. | સ્ત્રીસ્વાતંત્ર્ય ... ... ... ... | ૦—૪ |
| ,, | ૬. | સંપત્તિશાસ્ત્ર ... ... ... ... | ૦—૬ |
| ,, | ૭. | સ્વદેશી ... .. .. ... | ૦—૧૨ |
| ,, | ૮. | પ્રજાબંધારણ ... ... ... ... | ૧—૪ |
| ,, | ૯. | રાજ્યનીતિ ... ... . ... | ૧—૪ |
| ,, | ૧૦. | અસહકાર (પ્રથમ વિભાગ) ... ... | ૦—૧૨ |
| ,, | ૧૧. | અસહકાર (દ્વિતીય વિભાગ) .... ... | ૧—૦ |
| ,, | ૧૨. | અસહકાર (તૃતીય વિભાગ) ... ... | ૦ ૧૨ |
| ,, | ૧૩. | અંગતવિચાર ... ... ... .. | ૦—૫ |
| | | | રૂ. ૮—૧૦ |

### ગાંધી=શિક્ષણના છૂટક ભાગો

| | | | | | |
|---|---|---|---|---|---|
| રૂ. | ૧૦ | થી વધુ રકમ એકી વખતે મોકલી | મંગાવનારને | કમીશન | ટકા ૬| |
| ,, | ૫૦ | ,, | ,, | ,, | ૧૦ |
| ,, | ૨૦૦ | ,, | ,, | ,, | ૧૨॥ |
| ,, | ૬૦૦ | ,, | ,, | ,, | ૧૫ |

ગાંધી=શિક્ષણના બધા (૧૩) ભાગ એકી સાથે સામટા લેનારને રૂ. ૮—૧૦—૦ ને બદલે ફક્ત રૂ. ૮—૦—૦ માં વગર કમિશને મળશે. બધાં પુસ્તકોમાં પોષ્ટેજ અગર રેલ્વેખર્ચ મંગાવનારને શીર રહેશે.

---

* 'રાષ્ટ્રીય વાંચનમાળા' ની થોડી જ નકલો સીલક છે તેથી હશે ત્યાંસુધી તે વગર કમિશને મળી શકશે.